શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બહાદુર એમના ઉદાર
આશ્રયથી.

---

# प्राचीनकाव्यमाळा

## ग्रंथ २१

वल्लभकृत

# मित्रधर्माख्यान.

---


સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.


---


વડોદરા.
સંવત ૧૯૪૭-૪૮. સન ૧૮૯૧-૯૨.
કીમત રૂ. [illegible]

**Under the liberal patronage of**

**His Highness Maharaja**

**SAYAJI RAO GAEKWAR**

**Sena Khaskhel Samsher Bahadur**
**Baroda.**



# PRACHIN KAVYA MALA,

or

Old Gujarati Poetical Series,

VOL. XXIX.

## POET VALLABH'S

## MITRADHARMAKHYAN.

*Published with annotations*

By

Hargovind Dwarkadas Kántávála
and
Nathashankar Pujashankar Shastri.



A. D. 1891–92.

Price Re. 0–12–0

# પ્રસ્તાવના

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઈશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિપદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા( પૃથિવી )નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ( ખનિજ ધન રત્નાદિ )ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરે છે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ આદિ મનની સુખશાન્તિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઈ તે અક્ષય કીર્ત્તિને પામે છે. એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રમાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાંતરૂપ થઇ પડ્યાં છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા. ૮ મે સન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરારાજ્યમાં થઇ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યાશ્રયથી થાય તો સારૂ.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગુજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેક્ટર ઑફ્ વર્નાક્યુલર ઇન્સ્ટ્રક્શન રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને તે સારૂ ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરારાજ્યનું દેશીકેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબતમાં મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઈ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઇ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિભટ્ટ, ભોજોભક્ત, ધીરોભક્ત, ગિરિધર આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાયછે. **રાધાબાઈ** તથા **દીવાળીબાઇ** નામની બે સ્ત્રીકવિઓની કવિતા પણ મળી આવી છે, અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અંદાજ થઇ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨૦૦૦ ) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જરપ્રજા અને સર્વ ગુર્જરવાસી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઈંગ્રેજ કવિ લખે છે કેઃ—

> Poetry is itself a thing of God;
> He made his prophets poets, and the more
> We feel of poesy do we become
> Like God in love and power.

BAILEY.

કવિતા સ્વતઃ ઇશ્વિરની એક વસ્તુ છે. ઈશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે, અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઇશ્વિર પેઠે થઈએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કેઃ—

Blessings be with them, and eternal praise,
Who gave us nobler loves, and noble cares,
The poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના સ્વચ્છ અને આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે.

સ્વદેશમાંના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિસ્તંભ પૂર્વના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે. અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા, અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઈ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અન્તઃકરણમાં ઉત્પન્ન થઈ સહૃદયજનોનાં અંતઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ—રંકથી શ્રીમાન્ સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ

સાધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણુસાર શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરારાજ્યમાં થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઇ જશભાઇ.

## મેમ્બરો.

રાવબહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ, એલ. એલ. બી.
ખાનબાહાદુર જમશેદજી અરદેશર દલાલ. એમ. એ, એલ. એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઇ જેઠાભાઈ.
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરારાજ્ય નિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગૂજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથ્થો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથ્થો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઇશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઇ પ્રકટ થશે.

આ પ્રાચીનકાવ્યમાળાને કચ્છ, કઠિયાવાડ અને ગૂજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તે માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવેછે.

વડોદરા.<br>
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ<br>
શુદી ૧, તા. ૨૦ એપ્રિલ સન<br>
૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# ग्रंथविवेचन.

એક સંસ્કૃત કવિ કહેછે કે:—

"उपकारिणि विश्रब्धे
शुद्धमतौयः समाचरति पापम् ।
तं जनमसत्यसंधं
भगवति वसुधे ! कथं वहसि ? "

(પંચતંત્ર).

અર્થ એવો છે કે, "ઉપકાર કરનારા, વિશ્વાસ રાખીને રહેલા અને શુદ્ધ બુદ્ધિવાળા માણસ સાથે જે પાપાચરણ કરે છે, એવા દુષ્ટ મનુષ્યને હે ભગવતિ પૃથ્વી ! તું કેવી રીતે ઊંચકી શકે છે ?" મતલબ કે ભારેમાં ભારે પાપી અને નીચમાં નીચ તેનેજ જાણવો કે જે વિશ્વાસઘાત અને કૃતઘ્નપણું આચરે છે. જગત્‌માં જેમ ઉત્તમ, ધર્મનિષ્ઠ અને સદ્‌ગુણી મનુષ્યો દરેક કાળમાં હોય છે તેમ અધમ, અધર્મી અને દુર્ગુણીની પણ તેમાં ખોટ હોતી નથી, એવું પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસાદિના અવલોકનથી નજરે આવે છે. એવા માણસ થોડા હશે કે જે દુર્ગુણનો ધિઃક્કાર નહિ કરે તથા સદ્‌ગુણનો પક્ષપાત નહિ કરે. જે ગુણોને આપણે સદ્‌ગુણ નામથી ઓળખીએ છીએ તે બેશક ઉત્તમ ગુણો છે, જગતની જાહોજલાલીના કારણભૂત છે, અને સદ્ધર્મ વૃક્ષના ફળરૂપ છેં, એટલુંજ નહિ, પણ તેમાં એવી કોઈ અલૌકિકતા રહેલી છે કે જેથી પક્કામાં પક્કો નાસ્તિક પણ તેનાથી પીગળે છે. સદ્‌ગુણ અને દુર્ગુણની લઢાઇમાં વારંવાર સદ્‌ગુણનો પરાજય થતો જોઈને કોને શોક નથી થતો ! તથા આખરે સદ્‌ગુણનો વિજય થયેલો જોઈને કોનાં હૃદય હર્ષથી નથી ઉભરાઈ જતાં ! સદ્‌ગુણનો પક્ષ ખેંચવા તરફ મનુષ્યમાત્ર સ્વાભાવિકપણેજ ઉશ્કેરાય છે. તે ઉપરથીજ વિદ્વાનો સદ્‌ગુણને દૈવી અથવા પવિત્ર આત્માને લગતા કહીને વર્ણવે છે; અને એટલા માટેજ કવિઓ પણ વારંવાર તેનો પક્ષપાત કરીને દુર્ગુણનો પરાજય વર્ણે છે.

સદ્‌ગુણ અને દુર્ગુણનું ચિત્ર આપવાનો વિચાર વલ્લભ કવિને કેમ થઇ આવ્યો હશે, એ વાતનું કોઇ વિશેષ કારણ ન હોય તોપણ ઉપર જણાવેલા વિચારોથીજ એ પ્રશ્નનું સમાધાન થઈ જાય છે. મનુષ્યના જીવિતક્રમમાં એવું સેંકડો વાર બને છે કે જેથી તે દુર્ગુણને ધિક્કારીને સદ્‌ગુણને વખાણવાને ઇચ્છે. વલ્લભને પણ એવો કોઈક પ્રસંગ મળેલો હોવો જોઇએ, અને તેથી તેણે મિત્રધર્માખ્યાનને નામે સદ્‌ગુણ અને દુર્ગુણનું એક સારૂં ચિત્ર ચીતર્યું છે. ધર્મ અને અધર્મ જેમ સમાન ન છતાં સમાનતુલામાં મૂકી શકાય છે તેમજ સદ્‌ગુણ અને દુર્ગુણ જોકે પરસ્પર અત્યંત વિરૂદ્ધ હોવા છતાં પણ તેના પડછો તો જોડે મૂકીનેજ બતાવાય છે. જેમ સદ્‌ગુણોની ગણના કરતાં મોટો વિસ્તાર થઈ શકે છે તેમ દુર્ગુણોની સંતતિ પણ બીજી તરફ વધતીજ જતી જોવામાં આવે છે. આવી રીતે સદ્‌ગુણ દુર્ગુણનું જોડું રામ અને રાવણ જેવું કે કૃષ્ણ અને કંસ જેવું છે અને તેથી કવિએ તે બન્ને વિરૂદ્ધ ગુણોનો બે મિત્રોમાં આરોપ કરીને કથાની રચના કરીછે.

કેટલાક તત્વજ્ઞાનીઓ કહેછે કે જેમ રાત્રી અને દિવસ, પ્રકાશ અને અંધકાર, ધનવાનપણું અને નિર્ધનતા, પદાર્થ અને શૂન્યતા, આ સર્વે બેબે કહેવામાં આવેછે ખરાં, પણ વસ્તુગત્યા તેઓ એકજ પદાર્થ છે; કેમકે તેઓ બે એકે કાળે એક સ્થળમાં હોઈ શકતાં નથી. અને તેવીજ રીતે સદ્‌ગુણ અને દુર્ગુણ પણ બે વસ્તુઓ નથી પણ એકજ છે. આ વાત કદાચ ખરી હશે, તોપણ તેથી કવિ તેને બે રૂપે વર્ણે એમાં કાંઇ વાંધો લેવા જેવું નથી. બધા કવિ એમજ વર્ણવતા આવ્યાછે, એટલુંજ નહિ, પરંતુ રાત્રી દિવસ વગેરેને જેમ સામાન્ય દૃષ્ટિથી બે પદાર્થ માનવામાં આવેછે તેમ સદ્‌ગુણ દુર્ગુણને પણ બે જૂદા જૂદા ગુણોના સમુદાય માનવાને અડચણ નથી. વળી એ ગુણો સમુદાય રૂપે છે તેથી એક માણસમાં એક સદ્‌ગુણ અને એક દુર્ગુણ એકે કાળે હોવાનો સંભવ છે, જેથી 'બે વિરૂદ્ધ વસ્તુઓ એકકે કાળે એક સ્થળમાં રહી શકતી નથી,' એવા પદાર્થવિદ્યાના નિયમને પણ સદ્‌ગુણ દુર્ગુણ બે પદાર્થ માનવાથી બાધ આવતો નથી. અસ્તુ ! હવે વલ્લભકવિએ સદ્‌ગુણ દુર્ગુણની બે પ્રતિમાઓ કેવી દૃષ્ટિગોચર કરીછે તે જોઈએ.

આખ્યાનના ઇતિવૃત્ત તરિકે કવિએ એક કથા કલ્પી છે. તે આ રીતેઃ આવસ્થાનમાં માનસ નામે નગરી હતી. તેમાં બે મિત્ર બ્રાહ્મણો રહેતા હતા. તેઓ બન્ની ધનિ સરખા હતા. તેમાંના એકેકને સંતાન નહોતું અને બન્નેને એક એક પુત્ર વૃદ્ધાવસ્થામાં થયો. તેમાંના એકનું નામ ઇંદુ અને બીજાનું

નામ મિંદુ. " ઈંદુમિંદુની જોડી " એમ લોકમાં કહેવામાં આવે છે તેજ નામનો અહીં કવિએ ઉપયોગ કર્યો છે. આ બન્ને બાળકોને ઉપવીત આપ્યા પછી ભૃગુક્ષેત્રમાં વિદ્યાભ્યાસ કરવા મૂકયા. ઘણાં વર્ષ અભ્યાસ કર્યા પછી ઈંદુ વિદ્વાન્ અને ગુણવાન્ નીવડયો તથા મિંદુ મૂર્ખ અને દુર્ગુણી નીવડયો. પોતાના મિત્રની મહત્તા ન ખમી શકાવા રૂપ અસૂયા દુર્ગુણ એ તેનામાં મુખ્ય અને બીજા દુર્ગુણોનો ઉત્પાદક હતો. ભણી રહ્યા પછી બન્ને ઘેર જવા નીકળ્યા. રસ્તામાં જમફૂઈ નામના મહીકાંઠા ઉપરના કોળીના ગામમાં રાત્રે મુકામ કર્યો. મિંદુએ દુષ્ટ બુદ્ધિથી મારી નાખવાને ઈરાદે ઊંઘતા ઈંદુને મરણતોલ મારીને તથા તેને મરી ગયેલો માનીને પલાયન કર્યું. ઘેર જઈ ખબર કરી કે ઈંદુ મરી ગયો છે, પણ તેનું બોલવું સંદેહભરેલું હોવાથી તેમના પિતાઓ જે બન્ને મિત્ર હતા તે શોધ કરવા નીકળ્યા પણ કાંઇ પત્તો લાગ્યો નહિ.

મિંદુએ મિથ્યા પાંડિત્ય અને દંભથી રાજાને યજ્ઞ કરાવવા માંડયો, પણ બીજા વિદ્વાન્ બ્રાહ્મણોએ તેના ખોટા વિધિ સામે વાંધો લેવાથી રાજાની સમક્ષ વાદ થયો, તેમાં મિંદુ નિરૂત્તર થયો. એ ઉત્તર આપવાને બે માસની મેહેતલ લેઇને મિંદુ બહાર ગામ ભટકવા લાગ્યો. તેવામાં દૈવયોગથી જે ગામમાં ઈંદુને માર્યો હતો તેજ ગામમાં જઈ ચઢયો. ઈંદુ જીવતો હતો તે ત્યાંના મુખીએ કરેલી સારવારથી સાજો થઇ આ વખતે મોટો આચાર્ય થઇ પડયો હતો; તેણે મિંદુને જોઇ તેનું સન્માન કર્યું એમ છતાં મિંદુએ તેની મુખી આગળ નિંદા કરી. એ નિંદા કરતાં પોતેજ પકડાઇ ગયો અને મુખી વગેરે લોકોએ તેને ઈંદુનો ખૂની જાણ્યો. ઈંદુએ તેને લોકોના મારથી બચાવ્યો એમ છતાં મિંદુએ ઈંદુનો પાડ માનવાને બદલે તેની ખોદણી કરવામાંડી; જેથી મુખીએ તેને મારવાને મારા મોકલ્યા. આ વખતે પણ ઈંદુએ તેને મોતથી બચાવ્યો, તથા તેનો રાજસભામાં પરાજય થયો છે એમ જાણી તેને જય અપાવવાને પોતે તેના શિષ્યનું નામ ધારણ કરી તેની સાથે પોતાને ગામ ગયો. મુખી વગેરે તેના કેટલાક શિષ્યો પણ ઇંદુની સાથેજ ગયા. માતપિતાને મળ્યા પછી રાજસભામાં મિંદુને જય અપાવ્યો, પણ "જગત્ ઝવેરી છે" એ ન્યાયથી ઈંદુની વિદ્વત્તા અને મિંદુનો દંભ લોકોને જણાઇ આવ્યો. જેથી રાજાને એ વાતની તપાસ કરવાની ઇચ્છા થઇ. રાજાએ મિંદુને બોલાવી હકીકત પૂછી ત્યારે તેણે ઈંદુની નિંદા અને પોતાનાં વખાણ કર્યા. રાજાને એના બોલવામાં સંદેહ પડવાથી તેણે ઇંદુને બોલાવી વાત પૂછી. ઈંદુએ પોતાના કૃતઘ્ની મિત્રનો સારી રીતે બચાવ થાય એવી પણ ખરી વાત કહી. પણ ત્યાં આવેલા મુખીથી

આ કૃતઘ્નીનો બચાવ થતો સહન થયો નહિ, તેથી તેણે ખરેખરી હકીકત જાહેર કરી દીધી. રાજાએ પાકી ચોકસી કર્યા પછી ઇંદુને આચાર્ય પદવી આપી બિંદુના હાથ કાપી નાખવાની સજા કરી, તેમાંથી પણ ઇંદુએ તેને બચાવ્યો. એવો દુર્ગુણી જીવતો રહે એ સર્વથા ઠીક નહિ, માટે તે કમોતે મરી ગયો, એમ કહીને કવિએ ગ્રંથ પૂરો કર્યો છે.

ઉપર સંક્ષેપમાં કથાભાગ કહ્યો તેટલા ઉપરથીજ થોડુંઘણું જણાશે કે કવિએ ઇંદુને સદ્‌ગુણનું અને બિંદુને દુર્ગુણનું પાત્ર કલ્પ્યું છે. તથાપિ દરેકમાં કયા કયા ગુણોનો ઉત્કર્ષ કેવે કેવે પ્રસંગે વર્ણ્યો છે તથા કયા કયા સદ્‌ગુણો કે દુર્ગુણો કયા કયા ગુણોના હેતુભૂત વર્ણ્યા છે, તે જોવાને આપણે ગ્રંથની વસ્તુસંકલના જોઇએ. આ ગ્રંથનો વિષય બે મિત્ર વિષે છે તથા સન્મિત્ર મિત્રપ્રતિ કેવું વર્ત્તન કરેછે તથા કુમિત્ર મિત્રપ્રતિ કેમ વર્ત્તેછે, એ વાત એમાં જણાવીછે માટે કવિએ આ ગ્રંથનું નામ **મિત્રધર્માખ્યાન** રાખ્યું છે તે યોગ્યજ છે. આરંભમાં મંગલાચરણ કરવાના બદલામાં કવિ કેટલાક મિત્રો જેઓ પ્રાચીન ઇતિહાસમાં પ્રસિદ્ધ છે, તેમનાં નામ ગણાવેછે. તેમાં દુર્યોધન અને કર્ણને પણ મિત્ર તરિકે ગણાવી તેનું પરિણામ હાનિરૂપે વર્ણવ્યુંછે. કવિનો આશય અહીં એવો જણાયછે કે દુર્ગુણી મિત્રોની મિત્રતાનું પરિણામ વિનાશજ હોય છે. તે પ્રેમાનંદને વૈરીનો મિત્ર ગણે છે અને એમ કહીને તેણે પોતાના પિતા તથા ગુરૂની પ્રશંસા કરી છે. એવી રીતે ગુરૂની તથા જૂદા જૂદા ઉત્તમ પ્રકૃતિના મિત્રોની પ્રશંસા કરવાથી વસ્તુનિર્દેશાત્મક મંગલાચરણ કર્યું છે, એમ રસજ્ઞ વાંચનારાઓ જોઇ શકશે.

આ કથાનું સ્થળ તેણે માનસપુરી (જેને કવિ એક જગોએ રત્નપુરી પણ કહેછે ) માન્યુંછે અને તે સ્થળ ગૂજરાતમાં છે એમ કહીને કવિએ ગૂજરાતની પ્રશંસા કરીછે. ગૂજરાતને મુકાબલે તેણે બીજા દેશોમાં ખામીઓ વર્ણવી છે. ગૂજરાતનાં સ્ત્રી પુરૂષને તે ગુણવાન વર્ણેછે તથા તે દેશ ખાનપાન વગેરેથી આબાદ છે, એમ પણ કવિ કહેછે. સૌથી વધારે વખાણવા જેવું ગૂજરાતમાં શું છે તે વિષે કહેતાં કવિ કહે છે કે, ગૂજરાતમાં લોકો જેવા માયાળુ છે તેવા બીજે ઠેકાણે નથી. જેમઃ—

“ નર અને નારી જુઓ, ગુણિયલ ગૂજરાતે,
ખાના પાના ધાના સર્વે, વળી વધુ એક છે;

સ્ત્રીલિંગમાં જોરાળી જે, મહત્વવાળી છે માયા,
અધિકી તેથી છે આ તો, સાક્ષીઓ અનેક છે,
તેવી કે તેથી વધારે, દયા દયિતા છે વર,
અન્ય સ્થળ અલ્પ દીસે, અત્ર છકી છેક છે;
આહા! વળી એના થકી, સારાં માઠાં શું કરાય ?
પૂજાય છે પેર વના, વારૂ જ્યાં વિવેક છે!!
દયાવાન દાનવાન, માન પાન ધાનવાન,
વિદ્યાવાન હતા ગયા, એવો ગૂજરાત આ;
ભાળોને ભરતખંડ, ભમીભમી ભલે જાતે,
ગૂજરાતકેરા ગુણ, વારૂ તો વિખ્યાત આ;
જન ગૂજરાતકેરો, અન્ય દેશે જાય જ્યારે,
ત્યારે અંગ કષ્ટ સહે, વદું નવ વાત આ;
વિદેશી સ્વદેશી કોઈ, આમતેમ કરી આવે,
નવનાં નૈવેદ્ય પામે, રૂડી જુઓ જાત આ!!

આ વાત ખરી છે કે ખોટી. એ તો વાંચનારે વિચારી જોવું, તથાપિ કવિની સ્વદેશપ્રીતિ આ ઉપરથી જણાઈ આવે છે. જો મનુષ્ય પોતાના સ્વદેશનું ભલું કરવાને કે તેમને અર્થે તન મન કે ધનનો ભોગ આપવાને તૈયાર થાય તો તેનામાં આ સ્વદેશપ્રીતિનો ઉત્તમ ગુણ હોવોજ જોઈએ. કવિ જાણે આપણને શીખવે છે કે, સ્વદેશને અને સ્વદેશના રીતિ રિવાજ વગેરેને દૂષિત કરી સદૈવ અસંતુષ્ટ રહેવા કરતાં સ્વદેશને વંદીને તમે જો બીજું કાંઇ પરાક્રમ નહિ કરી શકો તોપણ તમારા મનને જે પોતાની સ્થિતિમાં સંતોષ ઉપજશે, એજ તમને પરમ લાભ છે. આ કવિએ પોતાના પિતાની પેઠે ભરતખંડનો પ્રવાસ કર્યો હતો કે કેમ, એ વિષે કાંઈ અમારાથી મુકરર કહી શકાય તેમ નથી તથાપિ ભરતખંડના બીજા દેશોની સ્થિતિ, ત્યાંના લોકોના ગુણો અને આચરણ વગેરેની તેને સારી માહિતી બેશક મળેલી હોવી જોઇએ. અને તેથીજ એ પોતે બીજા દેશો સાથે ગૂજરાતનો મુકાબલો કરી બતાવે છે, તે કેવળ સ્વદેશાભિમાનને લીધેજ નહિ પરંતુ તેમાં યથાર્થતા પણ રહેલી છે. વિશ્વગુણાદર્શના કર્તા વેંકટાધ્વરિ પોતાના ચંપૂમાં જૂદા જૂદા દેશોનું રમૂજી વર્ણન કરેછે તે જોવાથી પણ આ કવિનું લખવું કેટલું યથાર્થ છે તે જણાઇ આવશે. વેંકટાધ્વરિ લખે છે કેઃ—

"विश्वावसु—स एष सर्वसंपदामास्पदतया त्रिदशालयादेश इव गुर्जरदेशश्चक्षुषोः सुखाकरोति. अपि च,—

सकर्पूरस्वादुक्रमुकनवबीटीरसलसन्-
मुखाः सर्वश्लाघापरविविधदिव्याम्बरधराः ॥
कनद्रत्नाकल्पा घुसृणघुसृमितदेहाश्चघुसृणैर् ।
युवानो मोदन्ते युवतिभिरमा तुल्यरतिभिः ॥

अत्र वधूनामप्यन्यादृशं सौंदर्यम् ।

तप्तस्वर्णसवर्णमंगकमिदं ताम्रो मृदुश्चाधरः ।
पाणीप्राप्तनवप्रवालसदृशौ वाणी सुधाधोरणी ॥
वक्त्रं वारिजमित्रमुत्पलदलश्रीसूचने लोचने ।
के वा गुर्जरसुभ्रुवामवयवा यूनां न मोहावहाः ॥"

અર્થ— "વિશ્વાવસુ, જો આ ગૂજરાતદેશ આપણાં નેત્રને સુખ આપેછે, આ દેશ સર્વ પ્રકારની ધન ધાન્યાદિ સંપત્તિનું સ્થાન હોવાથી બીજા સ્વર્ગ જેવો છે. આ દેશના જુવાનોનાં મુખ સદા કપૂર અને મધુર સોપારી મૂકીને બનાવેલાં તાજાં પાનનાં બીડાંના રસથી શોભતાં છે સર્વ કોઇ જેને વખાણે એવાં નાના પ્રકારનાં દિવ્ય વસ્ત્ર તેઓ ધારણ કરેછે. તેઓ પ્રકાશમાન રત્નના અલંકાર પેહેરે છે. તેમના દેહ ચંદનના સુગંધી લેપથી મસમસાટ બેહેકી રહ્યા હોય છે અને રતિના સરખી સુંદર સ્ત્રીઓ સાથે તેઓ આનંદ કરેછે. ( આ તો પુરૂષોની વાત કહી. પણ ) આ દેશની જુવાન સ્ત્રીઓના જેવી સુંદરતા પણ બીજી કોઇ જગાએ નથી. તેમનાં અંગનો વર્ણ તપાવેલા સોનાના સરખો અને તેમનો ઓઠ કોમળ અને રાતો હોયછે. તેમના હાથ પાંદડાંની નવીન કુંપળો જેવા અને તેમની વાણી અમૃત જેવી મીઠી હોયછે. તેમનું મુખ કમળનાજ સરખું અને તેમનાં નેત્રમાં કાળાં કમળની શોભા હોયછે ( ટુંકામાં કહું તો ) ગૂજરાતની સુંદરીઓનાં ક્યાં ક્યાં અંગ જુવાનોને મોહિત કરે એવાં નથી ? અર્થાત બધાંય અંગ મોહ ઉપજાવે એવાં છે." એજ કવિ ગૂજરાતદેશના વેપારીવર્ગ માટે કહેછે કે—

" देशे देशे किमपि कुतुकादद्भुतं लोकमानाः
संपाद्यैव द्रविणममितं सद्म भूयोऽप्यवाप्य ।
संयुज्यन्ते सुचिरविरहोत्कंठिताभिः सतीभिः
सौख्यं धन्याः किमपि दधते सर्वसंपत्समृद्धाः " ॥

"ગૂજરાતના લોકો દેશ દેશ ફરીને તે દેશની નવાઇઓ જુએ છે તથા અપાર દ્રવ્ય પણ સંપાદન કરેછે. તે પછી તેઓ પોતાને ઘેર આવે છે અને ઘણા દિવસના વિયોગથી ઉત્કંઠિત થયેલી પોતાની સતી સ્ત્રીઓનો તેમને મેળાપ થાય છે. એવી રીતે સર્વે પ્રકારની સંપત્તિથી સમૃધ્ધ થયેલા ગુર્જરો કોઇ અલૌકિક સુખ ભોગવે છે માટે તેમને ધન્ય છે!"

વલ્લભકવિ સ્વતંત્ર મિજાજનો હોવાથી તેને પેટ અર્થે કોઇની સ્તુતિ કરવી પસંદ નહોતી, તથા તેવો કોઇ ખુશામતીઓ કવિ હોય તે પણ એને પસંદ નહોતો. તે કહે છે કે એવા કવિઓવડે અમારા ગૂજરાતને કલંક લાગ્યું છે. ( જુઓ છંદ ૮ મો ).

"કવીશ્વર પ્રેમ જેવા, કોક તો અમારા જેવા,
શામ લક્ષણવંતા કો, રાયરંક સેવતા;
અજાચકવ્રત તજી, માગણની રીત ભજી,
યજવાનું તે ન યજી, બને મોટા દેવતા;
દ્વિજધર્મ ભૂલનારા, વાસ વશ્યા તેણેકરી,
ગૂજરાતને કલંક રેણ, વિના રેવતા;
ધિ:ક ધિ:ક ધ્યાન માન, અરે ન સહુ સમાન,
કરવું હવે તો ધ્યાન, લાગો બૂરે દેવતા."

તે વખતમાં થઈ ગયેલા શામળદાસ કવિના ઉપર આ આક્ષેપ કર્યો છે, તે ઉપરથી આ કવિઓ વચ્ચે મોટો મતભેદ ચાલતો હતો તે દેખાઇ આવેછે. એ બન્ને વચ્ચેના ઝઘડાનું પુસ્તક વલ્લભે રચેલું છે; તે કોઈ પ્રસંગે,બાહાર પડશે તો એ વખતની કવિતા સંબંધી તેમ બીજી ઘણી વાતો અજવાળામાં આવશે. "निरंकुशा हि कवय:" એ ન્યાયથી કોઇની દરકાર ન રાખતાં સ્વતંત્રપણે કવિતા કરવી એ વલ્લભનો મત જણાય છે, અને "विनाश्रया न शोभंते कविता वनितालता:" એ ન્યાયને અનુસરીને કવિતા કરવાનો શામળનો મત જણાય છે. કવિ, ચિતારા, ગવૈયા, અને બીજા હુન્નરમંદોનો આજ સુધીનો ઇતિહાસ જોતાં આપણને જણાય છે કે જે ઉત્તમમાં ઉત્તમ કવિ વગેરે થઇ ગયા છે તે બધા સ્વતંત્ર મિજાજના હતા, અને તે કારણથી તેઓ નાણાં સંબંધી તંગીમાં પણ પડચા રહ્યા છે. ફારસી કવિરાજ શેખશાદીના સંબંધમાં મહમદ ગિઝનવીની વાત મશહૂર છે. વળી એમ પણ સાંભળ્યું છે કે એ કવિ જંગલોમાં પોતાના દિવસ

કાઢતો હતો. મહાન્ કવિ શેક્સપિયર માટે સાંભળ્યું છે કે તે નાટકો બનાવી-ને પોતાની જીંદગી સ્વતંત્રપણે ગુજારતો હતો તથાપિ તેણે એક મોટા ગૃહ-સ્થની રખાવત કબૂલ રાખવાને ના પાડી હતી. કાલિદાસકવિને રાજા વિક્રમનો કે ભોજનો આશ્રય હતો એમ કહેવામાં આવે છે, પણ તેની સાથે એને બીજા દેશોમાં નાશી જવાની તથા સંતાઈ રહેવાની પણ જરૂર પડી હતી, એમ પણ કહેવામાં આવે છે? શા માટે? "निरंकुशा हि कवयः" બીજું શું? એમ છતાં પણ કોઈ સારા છત્ર નીચે રહીને કવિ ઉત્તમ નજ થઈ શકે એમ તો નથીજ. અને તેથી શામળે રખીદાસનો આશ્રય ઈચ્છ્યો તેટલાપરથી શામળ ઉત્તમ કવિ નથી એમ કહેવાય નહિ. પણ દરેક કવિ પોતે પોતાના મતનું સમર્થન કરે, તે આપણે સાંભળવું અને વિચારશીલ વાંચનારે શક્ત્યનુસાર તેની તુલના કરવી.

અઢારથી વીસમા કવિત સુધી કવિએ આ ગ્રંથના નાયક ઈંદુનો આકાશના ઈંદુ સાથે સરખાવો બહુ સારી રીતે કર્યો છે, અને રસજ્ઞોએ તે ધ્યાન આપીને વાંચવા જેવો છે. અહીં આગળથી કવિ હવે સદ્ગુણ અને દુર્ગુણનો અથવા ઈંદુ અને મિંદુનો વિરૂદ્ધ સરખાવો કરી બતાવે છે. એક ગુરૂભક્ત છે; બીજો ગુરૂદ્રોહી છે. એક જલદી શીખે છે; બીજો શીખતો નથી. એક ગુરૂનો ઉપદેશ ગ્રહણ કરે છે; બીજો માનતો નથી. એક બીજા સહપાઠીઓ પર સ્નેહ રાખે છે; બીજો વૈર રાખે છે. એક વિનયી થાય છે, બીજો ઉદ્ધત થાય છે, એક સત્યવક્તા થાય છે; બીજો દંભી થાય છે. એવી રીતે જૂદા જૂદા પ્રકારના ઈંદુ અને મિંદુ નીવડે છે. ગુરૂના ઘર આગળથીજ મિંદુ ઈંદુની શ્રેષ્ઠતા ખમી શકતો નથી, અને એના મનમાં એમ આવે છે કે, ઈંદુની શ્રેષ્ઠતા એ આગળ ઉપર મને દબાવનારી થશે. એવા વિચારથી ઈંદુનો ઘાટ ઘડવાનું બીજ તેના મનમાં રોપાય છે.

મિંદુ ઈંદુની સઘળે નિંદા કરી ચૂક્યો તેમાં તેનો દાવ ફાવ્યો નહિ ત્યારે તે ગુરૂપાસે ફરિયાદી લેઈ ગયો કે તમે આ ગુરૂપાસેથી વિદ્યા ચોરી જનારને કેમ શિક્ષા નથી કરતા? ગુરૂએ તેને સમજાવ્યો કે એ વિદ્યા ચોરી જાય છે એના બદલામાં મને વધારે કીમતી યશ આપી જાય છે, માટે એ ભલે ચોરી જાય! મિંદુએ ચિત્તવિભ્રમ કરનારી વનસ્પતિ લાવીને ઈંદુને ખવાડી એમાં પણ તેનું ધાર્યું થયું નહિ. ઈંદુ આટલું છતાં પણ મિંદુને પોતાનો ઇષ્ટમિત્ર માનીને તેનું હિત કરવામાંજ તત્પર રહે છે.

ઈંદુ ગુરૂ પાસે વિનયથી ઘેર જવાની રજા માગે છે ત્યારે મિંદુ ઉદ્ધતા-

ઇથી રજાની દરકાર રાખ્યા વગર જવા તૈયાર થાય છે. ઈંદુ ગુરૂને ગુરૂદક્ષિણા માગવા માટે વિનવે છે ત્યારે મિંદુ કહે છે કે, અમે અમારે નસિબે શીખ્યા છીએ, તેમાં તમે શાની ગુરૂદક્ષિણા માગો છો? ગંભીર ગુરૂ પેહેલાને આશિર્વચન અને બીજાને કોઇ પર દ્વેષ ન કરવાનો ઉપદેશ આપી તેમને વિદાય કરે છે. કવિએ અહીં આગળ સહપાઠીઓના ચિત્તવેધક વિયોગનું સારૂં ચિત્ર આપ્યું છે, અને તે કરતાં ગુરૂ તથા ગુરૂપત્નીનો ઇંદુ પરનો સ્નેહ વર્ણવવાને નિમિત્તે તો વાત્સલ્યરસવડે શ્રોતાઓનાં હૃદય પીગળી જાય એવી રચના કરી છે।

હવે એ મિત્રોનું મુસાફરીનું સંકટ વર્ણે છે. કવિએ મહીનદીનાં કોતર અને તેનાં પાણીનું વર્ણન કરીને ભયાનકરસ બરાબર ભજાવ્યો છે. રસ્તો નહારો, ભૂલા પડવું, તરશે મરવું, એ બધા વાંક ઈંદુને માથે પડે છે અને મિંદુ તેને એવાં બહાનાંથી ધમકાવે છે. રસ્તામાં કોળી મળે છે અને લુંટે છે, ત્યારે મિંદુ ઈંદુને તજીને નાશી જાય છે. કવિએ અહીં કોળીઓની ભાષા પણ ઠીક વાપરી છે.

મિંદુના મનમાં એમ હતું કે લુંટારા એને મારી નાખશે અને હું એકલો ઘેર ચાલ્યો જઇશ તેથી ગામમાં મારો કોઈ હરીફ રહેશે નહિ. પણ જ્યારે એણે ઈંદુને જીવતો જોયો ત્યારે એને લાગ્યું કે મેં એને રસ્તામાં જે જે દુઃખ દીધું છે તે બધું એ ઘેર જઇને કહી દેશે તો મારી ફજેતી થશે. કવિ અહીં મિંદુના મનોવિકારની પંક્તિઓ વર્ણે છે અને આખરે એ બધાનું પરિણામ એમ આવેછે કે ઇંદુને મારવો એવો મિંદુના મનમાં નિશ્ચય થાય છે. એકાદ મોટું પાપકૃત્ય કરવાને માણસના મનમાં કેવા કેવા દુર્વિચારો ઉપજે છે અને તે કેવે ઉલટે રસ્તે દોરાયછે, તથા સ્વાર્થ, લોભ, અસૂયા, ભય, આ વિકારો તેમાં કેવો આગળ પડતો ભાગ લેછે, એ સર્વે કવિએ બહુ સૂક્ષ્મપણે અહીં વર્ણ્યું છે. ઇંદુને મારવાનો નિશ્ચય કર્યો પછી કયી રીતે મારવો, એ શંકા પાપી મિંદુના મનમાં ખડી થાય છે. તેનો પણ નિર્ણય છેવટે કરી તે પોતાનું કાળું કર્મ કરી ત્યાંથી ભાગેછે. પાપકર્મ કર્યા પછી માણસના મનની કેવી અવદશા થાયછે એ પણ કવિએ બહુ સરસ રીતે વર્ણી બતાવ્યુ છે. કવિ અહીં આગળ એકવાર શ્રોતા બની જઈને કહેછે કેઃ—

**"ધિઃક સ્વાર્થ! તને ધિઃક, મૂર્ખતા મર્ણથી ભુંડી!**
**સાષ્ટાંગ છે સો સો તને, દુષ્ટ જીવતો રહો!!"**

ઇંદુને મારીને નાસતા મિંદુના ગભરાયલા મનની સ્થિતિ વર્ણવતાં કવિ લખે છે કે:—

" પડઘા સ્વપાદકેરા, પડે તેણે ડરે ઘણો,
અરે ! હાય આવ્યો ઇંદુ, પકડી પાડ્યો મને !
છોડાવશે કોણ હવે, મચડીને મારશે એ,
અરે ! અરે ! માર્યો ઘણો, ક્યાંથી આવ્યો એ કને ?
હવે કશું કરવું મેં ? મૂકય મૂકય ઇંદુ મને,
જીવતો જવા દે આજ, થયો જૂઠો હું જને;
મેં તો તને માર્યો નથી, દીલથી ડરાવ્યો નથી,
એવું તેવું વદે મુખ, નાસતો વે'લો વને ! ! "

ઘાતકીના મનમાં પોતાના પાપકર્મના ભયનેલીધે એવીજ ભ્રાંતિ ઉપજતી હશે।

પાપકર્મીનાં પાપકર્મ તેમને કેવી રીતે ઉઘાડાં પાડી દેછે તે કવિએ હવે પછી વર્ણવ્યું છે. મિંદુ ઘેર જાયછે અને તેનાં સગાંવહાલાં ખુશી થાય છે. ઇંદુનાં માબાપ પોતાના પુત્રની ખબર પૂછવા ત્યાં આવેછે ત્યારે હકીકત કહેતાં તે ગભરાઈ જાયછે અને તે એવું બોલેછે કે જેથી સૌને સંદેહ ઉપજેછે. ઇંદુનો શોધ કરવા જવાને બધા તૈયાર થાયછે ત્યારે સાથે જવાનું પણ તે કબૂલ કરતો નથી; તેથી વળી વધારે શક ઉપજે છે.

બન્નેના બાપ જે મિત્રો હતા તે ઇંદુને શોધવા નીકળેછે. કવિ અહીં ફરીને મહીનદીનું વર્ણન કરેછે. મહીનદી ગૂજરાતના જે પ્રદેશમાં વહેછે તે પ્રદેશ રેતાળ હોવાથી પાણીના પ્રવાહથી જમીન ઊંડી ખોદાઈ ગઈ છે અને મહીના બન્ને કાંઠા ઉપર ઊંડાં, લાંબાં અને વાંકાં ચૂકાં સેંકડો કોતરો પડેલાં છે. આ કોતરોનો લાભ લુંટારાઓને સારો મળી શકે માટે અસલથી આ જગોએ લુંટારાઓનો ભો ખરોજ અને તે કારણથી મહીનદીના કાંઠાપર બહુધા ચોર વસેછે એમ કવિઓ વર્ણવતા આવ્યાછે. આ કવિ પણ લખેછે કે:—

"ભાળી મહી ભવાબ્ધિશી, માહાત્મ્યવાળું અતિશે,
કાળું ભમર છે પાણી, ભ્રષ્ટ કરનાર હા !
સાધુને અસાધુ કરે, કરે દાતાને અદાતા,
અચોરને ચોર કરે, કોણ તરનાર હા !

ભલાકેરી ભલાઈને, બૂરાડી દે બૂરાઈમાં,
ચોરતાઈ ચાંપે ચિત્ત, ભૂડું ભરનાર હા !
ભૂલાવે છે ભણેલાને, દૂલાવે છે ડાહ્યાંને એ,
મૂલાવે છે મોલ્યવાન, છે કો તરનાર હા ! !

વૃદ્ધ બ્રાહ્મણો એ મહીતીરમાં લુંટાયા અને થાકીને શોધ કર્યા વિના પાછા આવ્યા! ઘેર આવ્યા પછી બિંદુએ તેમને ખરેખરી હકીકત જણાવી; તે એવી રીતે કે જેના બે અર્થ થઇ શકે. એક અર્થ એવો કે જેથી ઈંદુ મરી ગયો છે એમ સમજાય અને બીજો અર્થ એવો કે જેથી ઈંદુ વધારે અભ્યાસ કરવા કાશીએ ગયો છે એમ સમજાય.

હવે મૂર્ખ તથા દંભીની વિદ્વાનવર્ગમાં કેવી ફજેતી થાય છે તે પણ વર્ણવે છે. રત્નપુરીના રાજાએ યજ્ઞ આરંભ્યો તેમાં બિંદુ આચાર્ય થયો પણ પોતાને યજ્ઞકર્મની ખબર નહિ અને બીજાને પૂછતાં માનહાનિ થાય, તેથી યજ્ઞનો આરંભ ઉલટીરીતે કરવા માંડચો. જેથી બીજા બ્રાહ્મણોએ વાંધો ઉઠાવ્યો. આ વાતનો નિર્ણય કરવાને રાજાએ સભા કરી, તેમાં બિંદુથી ઉત્તર અપાયો નહિ, અને એનું વિત્ત કળાઈ ગયું. તેમ છતાં મિથ્યાભિમાની પેઠે તેણે જવાબ આપ્યો કે આ તમામ સભા મારા વિરૂદ્ધ છે માટે તટસ્થપણે વિવાદને જોનારા પંડિતોને હું લાવું, પછી વિવાદ કરવો. રાજાએ તે કબૂલ કીધું અને બે માસની મુદત આપી. બિંદુને હવે મિત્રની જરૂર પડી. તે હોત તો જરૂર મને આ પ્રસંગે બચાવત! પણ થઇ ગઇ વાતનો પસ્તાવો શા માટે કરવો? તેણે મનથી તો સદાને માટે ગામ તજ્યું પણ મોઢે બે માસની અવધિ કરી તે નીકળ્યો. એજ મહીનાં કોતરોમાં વળી તે લુંટાયો, અને માર ખાધો. એ તરફ ગામના લોકો લુંટારા અને મુખી પટેલોનો તેમાં ભાગ હોય છે તે પણ કવિએ અહીં બતાવી આપ્યું છે.

હવે કવિ ફરી ઇંદુનાં દર્શન કરાવે છે. ગુણો સર્વત્ર પૂજાય છે અને માન પામે છે એ દેખાડી આપવાને ઇંદુને જે ગામમાં બિંદુએ માર્યો હતો તેજ ગામમાં તે એક મોટા આચાર્ય થાય છે, ત્યાં વસ્તી વધેછે, અને તે ગામ પણ આબાદ થાયછે, એમ વર્ણ્યું છે. ઇંદુ ગામના મુખીનો પૂજ્ય ગુરૂ થવાથી ગામલોક તેને પૂજેછે, વિદ્વાન્ હોવાથી બીજા વિદ્વાનો પૂજે છે, અને વિનયવાળો હોવાથી સર્વ કોઇ પૂજે છે. અષ્ટમીના હવન નિમિત્તે ઈંદુના અધિપતિપણા નીચે બ્રહ્મભોજન થાય છે ત્યાં બિંદુ આવી પોહોચે છે અને ઈંદુની આજ્ઞાથી બીજા તેને જમાડે

છે. ઈંદુને દગાને મિંદુ મૂકે છે, તથા તેની ગોરાણીની વાતો સાંભળીને તે બળી મરે છે. ઈંદુને હલકો પાડવાની તે વાત કરે છે પણ તેવામાં ઊંધો જાય છે. અધમ માણસના મનમાં ઉત્તમ માણસના ગુણો તરફ કદી પણ પ્રીતિ થતી નથી, એમ કવિએ અહીં બહુ ઉજાગરીતે બતાવી આપ્યું છે. અધમ મિંદુ હજી પણ ઈંદુની મોહકણીજ કરે છે પણ તેને શરણે જતો નથી કે માફી માગતો નથી ! ઈંદુ તેને દેખેછે અને ઘણે દહાડે મળેલા પોતાના વાહાલા ભાઈ જેવા સ્નેહ બતાવીને તેને ભેટે છે ! અધમાધમ મિંદુનું હૃદય હજી પણ કોમળ થતું નથી ! ઈંદુ તેનું દુર્વૃત્ત સંભારતો પણ નથી. પણ તેનું સારૂં સ્વાગત કરી પોતાના ભાવિક શિષ્યવર્ગમાં તેની પ્રશંસા કરે છે, તેમ છતાં દુષ્ટ મિંદુ મુખીના આગળ ઈંદુની નિંદા કરે છે. 'પાપો પાપાને પાપે લેવાય છે' એ ન્યાયથી મુખીને તેની વાતો ઉપરથીજ જણાય છે કે ઈંદુનો ઘાતકી આ હોવો જોઈએ. મુખીએ મિંદુને મારવા માંડ્યો પણ ઈંદુએ તેને બચાવ્યો. મિંદુએ કબૂલ કર્યું કે હું ઘાતકી છું. લોકોએ તેને મારી નાખવાનો ઠરાવ કર્યો અને વળી જીવને જોખમે ઈંદુ વચમાં પડ્યો. આના બદલામાં મિંદુ ઈંદુને કહેવા લાગ્યો કે તુંજ આ કૃત્યનો કરાવનાર છે ! ! મિંદુ જેવા અધમ પાત્રના મોઢામાં આવા શબ્દો કવિએ મૂક્યા છે તે યોગ્યજ છે ! છેવટે મિંદુ પોતાની ઘરની હકીકત કહેછે અને તેના પર ઉપકાર કરવાને ઈંદુ તેનું શિષ્યપણું અંગીકાર કરી તેની જોડે જવા તૈયાર થાયછે.

કોઈ કહેશે કે પોતાના ઉપર આટઆટલો અપકાર કરનારનો વિશ્વાસ રાખી તેની જોડે જવા તૈયાર થનાર ઈંદુ છેકજ ભોળો એટલે લુચ્ચાઓના કાવાદાવા ન સમજે એવો હશે, તો તેમ પણ નથી; મિંદુના બોલવામાં તત્વાર્થ શો છે તે પોતે સમજતો હતો તથા તેનો પોતાપ્રતિ કેવો ભાવ છે તે ઈંદુ જાણતો હતો, એમ કવિએ ઘણીક જગાએ બતાવી આપ્યું છે. ( જુઓ મનહર ૧૮૫–૧૮૬ વગેરે ). માત્ર અપકાર કરનાર પ્રતિ ઉપકાર કરવાનો ઉદાર સદ્‌ગુણ વર્ણવવાને કવિએ આમ વર્ણવ્યું છે. મુખી વગેરે કેટલાક લોક ઈંદુની સાથે તેને ગામ જાયછે, એમ વર્ણવીને કવિએ બતાવી આપ્યું છે કે સદ્‌ગુણી માણસ તરફ સર્વને સ્વભાવતઃ પ્રીતિ હોયછે, અને જ્યારે તેને વધારનારૂં કોઈ વિશેષ કારણ મળી આવેછે, ત્યારે તે એવી વધી જાય છે કે તેની પરિસીમા પણ જાણવામાં આવી શકતી નથી !

દુષ્ટ માણસની દુષ્ટતા છેવટે ઉઘાડી થયા વિના રહેતી નથી, આ તત્વને

અનુસરીને કવિએ હવે પછીનો ગ્રંથ લખ્યો છે. ગામ પાસે આવ્યું જોઈને મિંદુ ગભરાય છે અને ઈંદુને એકાંતમાં તેડીને કહેછે કે, મેં તો નગરમાં તમારા મરણની વાત ફેલાવી છે, માટે હવે હું શું કરીશ ? તમે મારા અપરાધ ક્ષમા કરીને મને બચાવો, વગેરે.' ઈંદુ આ વાત સાંભળી ચકિત થાયછે, પણ પછી તેને ઉપાય બતાવેછે. મિંદુ અહીં આગળ ઈંદુને ઘણી ઘણી ધનાદિકની લાલચો બતાવી પોતાનું ભલું કરવા સૂચવે છે અને ઈંદુ તે સઘળી લાલચો કહેવા માત્ર છે એમ સમજીને પણ તેને દિલાસો આપે છે. ગામમાં પોહોચ્યા એટલે તરતજ મિંદુ એક જાતનો ફેરબ કરેછે. સ્વભાવથીજ જેઓ સાપની પેઠે દુષ્ટ હોયછે તેમનું આચરણ કોઇ પણ રીતે સીધું થતુંજ નથી ! ઇંદુનાં માત પિતા વગેરેની પાસે મિંદુ યશ લેછે કે ઇંદુને મેં સમજાવી પટાવીને તેડી આણ્યોછે.

ઇંદુ મિંદુનો શિષ્ય થઇ રાજસભામાં જય મેળવી મિંદુને યશ અપાવેછે, તેના બદલામાં મિંદુ લોકોને મોઢે ઇંદુની નિંદા કરેછે, અને પોતાની વિદ્વત્તાને વખાણેછે. એમ છતાં ઇંદુનાં થતાં વખાણ નથી ખમાતાં ત્યારે તેનો ઘાટ ઘડવાનો વિચાર કરે છે ! ! હવે કૃતઘ્નતાથી અવધિ થઈ ! કવિએ હવે આટોપવું જોઇએ; અને તે પ્રમાણેજ હવે કવિ ગ્રંથનો ઉપસંહાર કરવા માંડેછે. પાછળ કહ્યા પ્રમાણે રાજાની તપાસમાં મિંદુ ગુરૂદ્રોહી, મિત્રદ્રોહી કૃતઘ્ની, અવિદ્વાન્, દંભી, મિથ્યાભિમાની અને એવા એના અનેક દુર્ગુણોનું પાત્ર માલમ પડવાથી રાજા તેને શિક્ષા ફરમાવેછે; અને વળી એક વાર ઈંદુ વચમાં પડી તેને શિક્ષામાંથી મુક્ત કરેછે. ઇંદુ રાજાના આચાર્યની પદવી પામી વિદ્યા અને સદ્ગુણના વિજયનું નિશાન ઉડાડેછે તથા મિંદુ દુર્દૈવ, ફિટકાર, ફજેતી અને પશ્ચાત્તાપના અગ્નિમાં શેકાઈ આખરે મરણ પામેછે. દુષ્ટ મિંદુનું કવિએ મરણ વર્ણાવ્યું છે. પણ ગ્રંથસંકળના સાથે એ વર્ણનને કાંઈ સંબંધ નથી: માત્ર કવિએ વર્ણવવાના કારણમાં એટલુંજ કહેછે કે, એવો દુષ્ટ જીવતો રહે તે મને પસંદ નથી ! પણ કવિના આ કહેવામાં ચમત્કારિક મર્મ રહેલો છે, અને તે કેટલેક અંશે ટીકામાં ખુલ્લો કર્યો છે. વિશેષમાં એ છે કે કવિએ મિંદુનું પાત્ર એવું દુર્ગુણી વર્ણ્યું છે કે જેનામાં પશ્ચાત્તાપ વગેરેથી સુધારો થઈ શકે નહિ. સંગતિદોષથી જેઓ દુર્ગુણી થયા હોય તેઓને પોતાના દુર્ગુણનાં કડવાં ફળ મળતાં તેમને દુર્ગુણનો પશ્ચાત્તાપ થાયછે અને પછી સુસંગતિમાં રહીને તેઓ સદ્ગુણવાન્ થાય છે. પણ જેમ કડવું તુંબડું અનેક ઉપાયથી મીઠું થતું નથી, તેમ જન્મ સાથેજ જે દુર્ગુણનાં બીજ લાવેછે, તેનો લય પણ મરણ સાથેજ થાયછે. માટે મિંદુનું મૃત્યુ એજ તેના

દુઃખનો નાશ છે, એમ માનીને કવિએ તેનું ચરિત્ર રચ્યું છે. જો કવિ તેને ઠગતો જાણીને પશ્ચાત્તાપાદિથી સદ્ગુણી કરી હોત, તો કવિએ પાત્ર ચિતરવામાં ભૂલ કરી એમ આપણે કહેત. પણ વલ્લભકવિ આપણને તેવી ભૂલ કાઢવાનો અવકાશ આપેજ નહિ, કેમકે તે આદ્યકવિ પ્રેમાનંદના પુત્ર છે।

ગ્રંથના ઇતિવૃત્તનું આ પ્રમાણે વિવેચન કર્યા પછી ગ્રંથની ભાષા તથા કવિતા વિષે કાંઈ વિશેષ કહેવા જેવું રહ્યું નથી, વલ્લભની આ ગ્રંથની ભાષા ઘણી સુગમ છે. તેની કવિતાના પાછલા ગ્રંથોમાં કવિતા વિષે જોઈએ. તેટલું લખાયું છે એટલે પુનઃ અહીં ચર્વિતચર્વણ કરતા નથી.

श्रीजगदीश्वरायनमः

वल्लभकृत

# मित्रधर्माख्यान.

## કવિત.

હરિ અને હર મિત્ર, રામ ને સુગ્રીવ મિત્ર,
નારદ પર્વત મિત્ર, જુગોજુગ જાણ છે;
વાલ્મિક વસિષ્ઠ મિત્ર, રામ ને જનક મિત્ર,
કિરીટી ને કૃષ્ણ મિત્ર, પૃથ્વીમાં પ્રમાણ છે;
અહિમહિ ભ્રાત મિત્ર, રાવણ તેમનો મિત્ર,
દુર્યોધન કર્ણ મિત્ર, ભલે વો'રી હાણ છે;
પ્રેમાનંદ વૈરી મિત્ર, માધવ તેમના મિત્ર,
વલ્લભના સર્વ મિત્ર, મિત્ર દેહ પ્રાણ છે. ૧

---

૧ મિત્રધર્માખ્યાન નામે કથા લખતાં વલ્લભ શિષ્ટસંપ્રદાય પ્રમાણે આરંભમાં હરિનું નામ કથન કરીને વસ્તુનિર્દેશાત્મક મંગળાચરણ કરતાં પૂર્વે થઇ ગયેલા કેટલાક મિત્રોનાં નામ ગણાવે છે: હરિ ઇ૦. પર્વત—એ નામના ઋષિ. કિરીટી—અર્જુન. અહિમહિ ભ્રાત—અહિરાવણ અને મહિરાવણ એ નામના બે ભાઇઓ. રાવણ ઈ૦—અહિરાવણ મહિરાવણ બે ભાઇ અને રાવણ, એ મિત્ર હતા. ભલે ઇ૦—જો કર્ણની મિત્રતાથી દુર્યોધને નાશ થવા રૂપ હાણ ભલે વોહોરી છે તથાપિ તેઓ મિત્ર તો હતાજ. પ્રેમાનંદ ઈ૦—પ્રેમાનંદ પોતાના વૈરીઓનો મિત્ર હતો-વૈરીઓને મિત્ર ગણે એવો હતો અને

દેશ જે વિશેષ જોયા, ભટકતાં ભૂમિ મધ્ય,
અટક જતાં ન અડચા, જોવા જુદ્ધ કારણે;
કોક સ્થળે કાંક લહ્યું, બીજે સ્થળે બીજું કાંક,
અર્ધાંઅર્ધ લહ્યું કાંક, મનમોહ મારણે;
કોક દેશતણા નર, રામાથકી ગુણવાન,
અબળા આડી અપાર, પુત્ર મૂકે પારણે;
એક દેશ જોયો જાતે, નરનારી બેય શુદ્ધ,
વાહ વાહ વદું જેવે, ગયો વાંકે વારણે. ૨

---

માધવ નામે કોઈ ગૃહસ્થ તે પ્રેમાનંદનો મિત્ર હતો. અથવા માધવ( વિષ્ણુ ) એજ પ્રેમાનંદનો મિત્ર હતો. વલ્લભના તો સર્વ કોઈ મિત્રજ હતા—તેનો કોઈ શત્રુજ નહોતો. દેહ અને પ્રાણ એ પણ પરસ્પર મિત્ર છે. અથવા મિત્ર છે તે દેહના પ્રાણ રૂપ છે.

૨ જે દેશની કથા કહેવી છે, તે દેશ બતાવવાને ઉપોદ્દઘાત કરેછેઃ દેશ ૪૦. અટક ૪૦—જુદ્ધને માટે જોવાને સિંધુના કાંઠા ઉપરના અટક શેહેરમાં જતાં પણ અડચા—અટકી રહ્યા નહિ. અર્થાત્ અટકની પેલીમેર પણ જઇ આવ્યા. અટકની પેલીમેર મ્લેચ્છદેશ છે માટે ત્યાં જવાની આર્યલોકોએ બંધી કરીછે, તથાપિ વેપારીઓ અને યુદ્ધ કરનારા ક્ષત્રિયો તો અટક આગળ સિંધુ નદી ઓળંગીને પણ પેલીમેર જાય છે. એ વિષે અકબરના સરદાર જોધપુરના માનસિંહે એક દોહરો કહ્યો છે કે—

"સબી ભૂમિ ગોપાલકી, વામે અટક કહા ?
જાકે મનમેં ખટક હૈ, સોહી અટક રહા."

અર્ધાંઅર્ધ—અર્થાત્ જે બીજી જગોએ પૂરેપૂરૂં જોયેલું તેમાંનું થોડું થોડું બંધુય. મનમોહ ૪૦—મનનો મોહ મારવામાં—મટાડવામાં. રામાથકી —સ્ત્રીઓ કરતાં. અબળાનું આડાપણું વર્ણે છેઃ પુત્ર ૪૦—પુત્રને પારણામાં સૂવાડીને જતી રહે ! ! અર્થાત્ પુત્રનો પણ સ્નેહ ન રાખે એવી. વાહ વાહ ૪૦—તે દેશમાં નર અને નારી બન્નેને શુદ્ધ જોઇને જેવે હું વાહવાહ વદું છું એવામાં વાંકે વારણે ગયો—તેમનામાં ખામી જોઈ તેમને વખાણતાં અટક્યો !

વૃદ્ધ બાળ લહી કરી, કંપ કાયા મધ્ય વાધ્યો,
અરે આ ગજબ શો છે, અજબ થવા સમો !
કોકસ્થળે જતાં જોયાં, નરનારી બાળ સર્વ,
ગુણવાન ઘણા ઘણા, વર્ણવીએ શું અમો ?
ખાનાકેરી ખોટ તહીં, ધાના ધરણીમાં નહિ,
પાનાકેરી પેર કૈંક, રામાશુ સુખે રમો;
સર્વસ્વ એ સુખ કા'વે, લહ્યું કોક દેશે કાંક;
તોય એક વાનું નથી, ભૂમિમાં ભલે ભમો. ૩

નર અને નારી જુઓ, ગુણિયલ ગૂજરાતે,
ખાના પાના ધાના સર્વ, વળી વધુ એક છે.
સ્ત્રીલિંગમાં જોરાળી જે, મહત્વવાળી છે માયા,
અધિકી તેથી છે આ તો, સાક્ષીઓ અનેક છે;
તેવી કે તેથી વધારે, દયા દયિતા છે વર,
અન્ય સ્થળ અલ્પ દીસે, અત્ર છકી છેક છે;
આહા ! વળી એનાથકી, સારા માઠા શું કરાય ?
પૂજાયછે પેરવના, વારૂ જ્યાં વિવેક છે ! ! ૪

---

૩ શી ખામી જોઈ તે કહે છે: વૃદ્ધ બાળ ઇ૦. શો ગજબ તે વર્ણે છે: કોક સ્થળે ઇ૦—જ્યાં ખાવાનું મળે તે સ્થળે( સદાવ્રત વગેરે લેવા ). ધાના—ધાન્ય. પાનાકેરી ઇ૦—કૈંક ( મારવાડ વગેરેમાં ) તમે રામાશુ ( સ્ત્રીસાથે ) સુખે રમોછો ત્યાં પાનાની ( પીવાની ) પેર નથી. ( ઉપરની કડીમાંના 'નહિ' નો અન્વય અહીં પણ કરવો ). અથવા, કૈંક પાનાની પેર પણ(તેવીજ છે). અથવા જ્યાં પાનાની પેર ( તજવીજ ) છે ત્યાં ખાનાની ખોટ છે, ( એમ અન્વય કરવો ). સર્વસ્વ ઇ૦—ખાના, પાના, અને રામા, એ સઘળાં સુખ કહેવાય છે, તેમાંથી કોઈક દેશમાં કોઈ એક વાનું હોય તો એક વાનું ન હોય.

૪ બધા ગુણવાળો દેશ ગૂજરાત છે એમ વર્ણે છે: નર ઇ૦. સ્ત્રીલિંગ

દયાવાન દાનવાન, માન પાન ધ્યાનવાન,
વિદ્યાવાન હતા ગયા, એવો ગૂજરાત આ;
ભાળોને ભરતખંડ, ભમી ભમી ભલે ભાતે,
ગૂજરાતકેરા ગુણ, વારૂ તો વિખ્યાત આ ।
જન ગૂજરાતકેરો, અન્ય દેશે જાય જયારે,
ત્યારે અંગ કષ્ટ સહે, વદું નવ વાત આ;
વિદેશી સ્વદેશી કોઇ, આમ તેમ કરી આવે,
નવનાં નૈવેદ્ય પામે, રૂડી જુઓ જાત આ. ૫
એવા ગૂજરાત મધ્ય, મોટી વસ્તીવાળું એક,
રત્નપુર નામે જાણ, વિદ્યાધન જ્યાં ઘણું;

---

ઈ૦—નારી જાતિમાં જોરાવર અને મહત્વવાળી જે માયા કહેવાય છે, તેના કરતાં આ દેશમાં જે માયા ( હેત પ્રીતિ ) છે તે અધિકી છે. અર્થાત્ ગૂજરાતના લોક બીજા દેશોના લોક કરતાં માયાળુ વધારે છે. વળી તે માયા જેવીજ અથવા તેથી પણ વધારે દયા રૂપી વર ( ઉત્તમ ) દયિતા ( સ્ત્રી ) ગૂજરાતમાં છે. અત્ર ઈ૦—અર્થાત્ અહીં તો તે છેકજ છકી ગઈ છે—બહુજ ઓહોળી દયા છે. આહા ઈ૦—વલ્લભ કવિ હર્ષ પામીને કહેછે કે, આહા ! એ દયાથી સારા માઠા શું કરાય? અર્થાત્ સારા પર દયા કરવી અને માઠા પર દયા ન કરવી, એમ કાંઇ એ દેશમાં નથી ! એમાં તો પેરવના ( કાંઇ રીતભાત વિનાના ) પણ પૂજાયછે ! ! ત્યારે એ દેશમાં વિવેક નહિ હોય એમ પણ નથી ! કેમકે, વારૂ ઈ૦—જ્યાં વારૂ ( સારો ) વિવેક પણ છે ! !

૫ વિદ્યાવાન ઈ૦—આ દેશમાં પૂર્વે વિદ્યાવાન હતા અને તે ગયા—મૃત્યુ પામ્યા. આમ તેમ કરી—ગમે તેવી રીતે. નવનાં ઈ૦—નવે નિધિઓથી બનતાં નૈવેદ્ય અથવા નવ વાનીનાં નૈવેદ્ય. ખરૂં જોતાં "નવલાં નૈવેદ્ય પામે" એ ઉપરથી " નવનાં નૈવેદ્ય " બોલાતું હોય એમ લાગે છે. એમ હોય તો " નવાં નવાં નૈવેદ્ય" એવો અર્થ સ્પષ્ટજ છે જુઓ ઈ૦— આ ગૂજરાતીની જાતિ કેવી રૂડી છે તે જુઓ !

તન મન ધનથકી, ભરપૂર લોક ભર્યા,
વિદ્યાહીન વસે નહિ, ખ્યાન કરૂં તેતણું;
ચાર વર્ણ જે ચતુર, વાસ વશી રહી ત્યહાં,
ધારવાનો ધર્મ તેણે, વેદમાં વદ્યો ગણું;
દ્વિજ દેવઋષિ સમા, ક્ષત્રિય અધિક ઠીક,
વાસવથી વીર્યમાંય, ભાવ શું તેનો ભણું ? ૬

ધનદશા ધનવાન, વ્યાપારી વણિક મોટા,
સમજણા શૂદ્ર સર્વ, વાલ્મીક જેવા વસે;
ભરપૂર સર ભર્યું, વિદ્યા રૂપી વારિથકી,
ચાર જાતતણાં પક્ષી, પાન કરી ઉલ્લસે;
જેની શક્તિ હોય જેવી, તેવી તેહ પ્યાસ ટાળે,
નવરંગ અંગ કરી, રંગાએ નવે રસે;
પંચ અંગુલિ સમાન, જેમ જોવામાં ન આવે,
તેમ સારા માઠા સર્વ, હેતથી વશી હસે. ૭

---

૬ રત્નપુર નામે—રત્નપુર એવા નામનું. તનમનધનથકી ઈ૦—તનથી ભરેલા ( તંદુરસ્ત ), મનથી ભરેલા (મોટા મનવાળા), અને ધનથી ભરેલા ( ધનવાન ). ધારવાનો ઇ૦—વેદમાં વદેલો ધર્મ તેઓ પાળતા હતા. ક્ષત્રિય ઇ૦—ક્ષત્રિયો વીર્યમાંય ( બળમાં ) વાસવથી ( ઇંદ્રથી ) અધિક ઠીક હતા. ભાવ ઇ૦—હું તેમનો ભાવ ( દેવાદિક ઉપરની શ્રદ્ધા અથવા તેમની ઉત્તમ કીમત ) શું ભણું ?

૭ ધનદશા—કુબેરભંડારી જેવા. ચાર જાતતણાં પક્ષી—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર રૂપી. પાન કરી—અર્થાત્ ભણીને. ઉલ્લસે—શોભે. જેવી ઇ૦—અર્થાત્ સૌ કોઇ પોતપોતાની શક્તિ પ્રમાણે વિદ્યાભ્યાસ કરેછે । નવ રંગ ઇ૦—નવા નવા રંગ( આનંદ )વાળું અંગ કરીને ( કાવ્યના ) નવે રસથી રંગાય છે. અંગુલિ—આંગળિયો. અર્થાત્ એ નગરમાં પણ,

કવીશ્વર પ્રેમ જેવા, કોક તો અમારા જેવા,
શામ લક્ષણવંતા કો, રાયરંક સેવતા;
અજાચક્વ્રત તજી, માગણની રીત ભજી,
યજવાનું તે ન યજી, બને મોટા દેવતા;
દ્વિજધર્મ ભૂલનારા, વાસ વશ્યા તેણે કરી,
ગૂજરાતને કલંક, રેણ વિના રેવતા;
ધિઃક ધિઃક ધ્યાન માન, અરે ! ન સહુ સમાન,
કરવું હવે તો બ્યાન, લાગો બૂરે દેવતા. ૮
સર્વ માંહી શિષ્ટ એક, વરિષ્ટ વિપ્ર ત્યાં વસે,
ઈષ્ટ મિત્ર જેના સર્વ, માનસના માનવી;
પર્મ ઈષ્ટિ મિત્ર તેમાં, એક વાડવ વડેરો,
ગુણવાન રે'તો ઘણો, પેર શી પિછાનવી ?
બળ બુદ્ધિ મધ્ય બેઉ, સમાન ગુણી તે સાચા,
વ્યર્થ નવ વદે વાચા, વાત ખરી માનવી;

---

જેમ પાંચે આંગળીઓ સરખી જોવામાં આવતી નથી તેમ, સારા માઠા હતા પરંતુ તે સર્વે હેતથી ને ખુશીમાં વસતા હતા.

૮ પાંચે આંગળિયો કેવીરીતે સમાન નથી તે વર્ણે છેઃ કવીશ્વર ઈ૦ પ્રેમ જેવા—પ્રેમાનંદ જેવા. અમારા જેવા—વલ્લભ જેવા, અને કોઈક તો શામ ( કાળાં ) લક્ષણવંતા હોઇને તે રાયને અને રંકને સેવતા હતા. અજાચકવ્રત—બ્રાહ્મણને યોગ્ય એવું કોઇની યાચના નહિ કરવાનું વ્રત. યજવાનું ઇ૦—અર્થાત્ બ્રાહ્મણે જે કરવું જોઇએ તે ન કરીને. રેણ—રેવવાનો ( ધાતુને પરસ્પર ચોટાડવાનો ) પદાર્થ. એવા પુરૂષો ગૂજરાતને કલંક સાથે વગર રેણે રેવે છે. લાગો ઇ૦—બૂરી વાતમાં દેવતા લાગો અર્થાત્ અમે તેવા માણસની વાત હવે ન કરતાં પ્રસ્તુત કથાજ કહીએછીએ. આ છંદની બીજી અને ત્રીજી કડીમાં વર્ણેલા પુરૂષનું નામ પેહેલી કડીમાં કવિએ " શામલક્ષણવંતા" એ પદમાં "શામળ" એવી રીતે મૂક્યુંછે માટે મુદ્રાલંકાર.

ચક્રવાકકેરી જોડી, નયનની જોડી જેવી,
તેવી જોડી દ્વિજ બેની, જાણે દેવ દાનવી. ૯
ઉંડે સ્થળ વાસ વસે, બન્ને દ્વિજદેવ મોટા,
વાંઝિયા બે વૃદ્ધ થયા, પો'ચ્યા નવ કોડ છે;
યજ્ઞ કરિયા અપાર, જમાડિયા દ્વિજ ઘણા,
આહુતિયો આપી આપી, ખાંતે ગ્રહી ખોડ છે;
જવા બેઠી દ્વય ચક્ષુ, યજ્ઞધૂમ્રથકી જાણ,
તોય નવ કાજ થયું, તંતનો શો તોડ છે;
એવે એકાએક હવો, ધર્મ કર્મ ધારવાથી,
એક એક સુત બેને, જુગે ગણી જોડ છે. ૧૦
છીપ જે સમુદ્રકેરી, વિકાશી રહે વળુંધી,
વૃષ્ટિ એક રૂપે થાય, બંધાય મોતી ઘણાં;
સારાં માઠાં થાય કોક, તેમ થઇ ગયું આમાં,
સમજાવું સમજો સૌ, ગુણી બાળ બે જણાં;
સમવિષમ બે શબ્દ, જીવતા રે'વાને જગે,

---

૯ શિષ્ટ—લોકોમાં માન પામેલો—પ્રમાણભૂત મનાયલો. વરિષ્ટ—ઉત્તમ. માનસના—માનસ નગરના. જાણે ઇ૦—દેવ અને દાનવી ( દાનવ જાતિ ) સર્વે તે બેની જોડીને જાણે છે.

૧૦ ઉંડે સ્થળ—અર્થાત્ ગુપ્તસ્થળમાં. વાંઝિયા—( બન્ને જણને વૃદ્ધાવસ્થા આવતાં સુધી પણ સંતાન ન થવાથી ). ખાંતે ઇ૦—એમ કરી કરીને ખોડ ગ્રહણ કરી. શી ખોડ તે કહેછે: જવા બેઠી ઇ૦. દ્વય—બે. ચક્ષુ—આંખો. યજ્ઞધૂમ્ર—યજ્ઞનો ધૂમાડો. અર્થાત્ ઘણા યજ્ઞ કરવાથી તેનો ધૂમાડો નિરંતર આંખે લાગી લાગીને આંખનું તેજ કમી થઇ ગયું. તંતનો ઇ૦—હવે તેમણે યજ્ઞ કરવાનો તંત કરવો કે નહિ, એ બાબતનો શો તોડ ( નિર્ણય ) કરવો ? કેમકે યજ્ઞો કર્યા છતાં પણ સંતાન તો થયાં નહિ ! જુગે ઇ૦— જગતે તે બે પુત્રને પણ જોડ ગણી છે.

ભેદ ભણાવતા ભલો, હેત પ્રીત ના હણ્યાં;
ઉછર્યા ઉભય સુત, ઉપવીત જોગ હુવા,
કહું શું વખાણ જાતે, માન મોંઘાં તેતણાં. ૧૧
દેહથકી પ્રાણ નવ, અલગા કરવા ગમે,
તેમ સુતનો વિયોગ, ગમે નવ એકને;
બાજીગરે બંધ બાંધી, પૂતળી કરી સ્વાધીન,
નાચે નચાવે છે જેમ, વિચારો વિવેકને;
તેમ ધર્મબંધનથી, બંધાયલા દ્વિજદેવ,
ગમ્યો નહિ તોય ગોત્યો, છોડી છત છેકને;
કરીને નામાભિધાન, ભાળી બ્રહ્મચારી સુત,
વિદાય કરવા વેગે, ધર્યો તર્ત ટેકને. ૧૨
ઈંદુ નામ એકતણું, મિંદુ અન્યતણું નામ,
અષ્ટ અષ્ટ વર્ષતણા, ઉભય થયા હતા;
ઉપવીત મળ્યાપૂઠે, ઉભય તે ગયા ચાલી,

---

૧૧ બે મિત્રોના બે પુત્રો સમાન ગુણના નહોતા એમ વર્ણે છે: છીપ ઇ૦. સમ ઇ૦—જગતમાં સમ અને વિષમ એ બે શબ્દો છે, તે જાણે જીવતા રહેવાને માટે તે બાળકો પણ સમવિષમ ( અસમાન ) ગુણના થયા હોય નહિ શું ? તેમ તેઓ પોતપોતાના ગુણનો ભેદ ભણાવતા હતા—અર્થાત્ બન્નેના ગુણમાં ભિન્નતા છે, એમ દેખાડતા હતા; પણ તેમને પરસ્પર જે હેતપ્રીત હતાં તેને હણ્યાં ( તજ્યાં ) નહોતાં.

૧૨ એકને—એકકે માબાપને. ગમ્યો નહિ ઇ૦—તેમને પુત્રોનો વિયોગ ગમ્યો તો નહિ, તોય પણ ( સ્નેહની ) છત છેકજ છોડી દેઇને તે વિયોગ ગોત્યો ( શોધ્યો ). અર્થાત " ઉપવીત આપ્યા પછી બાળકને ગુરૂકુળમાં વિદ્યાભ્યાસ માટે મૂકવો, " એવું ધર્મનું બંધન હોવાથી છોકરાઓને ગુરૂને ઘેર મૂકવા જવાનો વિચાર કર્યો. નામાભિધાન—નામ પાડવાનો સંસ્કાર. બ્રહ્મચારી—બ્રહ્મચર્યવ્રત પાળનારા.

તપોવન તપ કાજ, મુનિ ત્યાં રહ્યા હતા;
નર્મદાનું નિર્મળ જ્યાં, નીર તીર તો પાવન,
વારૂ મિત્ર વીર બન્ને, વેગથી વહ્યા હતા;
પઠાવ્યા ન કાશીક્ષેત્ર, વૃધ્ધે દૂર પંથ લહી,
ભાળવવા ભલી પેર, ઉભય ગયા હતા ! ૧૩
ભૃગુક્ષેત્ર ભલું ભાળી, તપોવનને નિહાળી,
રાખ્યા ઈંદુ મિંદુ તર્ત, ભણાવવા ભાવથી;
ગયા વૃદ્ધ ચાલી ઘેર, કરે સ્મર્ણ સુતકેરૂં,
ગણે દિન જતા ઘણા, મેળો થાય માવથી;
ભણે થોડું ઘણું ભાઇ, તો તો તેડી લાવું તર્ત,
આશા મન માંહી એવી, દાનાઇએ દાવથી;
સંવત્સર વીતે જ્યારે, ત્યારે તેડવા તે જાય,
જાણે નવ કાંઇ શીખ્યા, ગુરૂસેવા સાવથી. ૧૪
વાત્સલ્યતા વત્સ પર, મન મધ્ય અતિ પણ,
રજ જણાવાય નહિ, તાપસના તાપથી;

---

૧૩ તપોવન ઇ૦—જ્યાં તપ કાજે મુનિઓ રહ્યા હતા એવા તપોવનમાં ચાલીને ગયા. ભાળવવા—સોંપણી કરવા.

૧૪ ભૃગુક્ષેત્ર-ભૃગુઋષિના આશ્રમની પાસેનું સ્થળ-હાલ જ્યાં ભરૂચ છે તેની પાસેનું સ્થળ. ગણે ઇ૦—પુત્રોના વિયોગમાં જે દિન જતા હતા તેની ગણતી કરતા હતા, અને ઘણા દિવસનો વિયોગ છે એમ માનતા હતા. માવથી—માવજી જેવા પુત્ર સાથે—( મેળાપ થાય ). દાનાઇએ ઇ૦—એવી આશા દાનાઈ રાખીને દાવથી ( ત્યાં જવાના લાગથી ) રાખતા હતા. સંવત્સર—વર્ષ. જાણે ઇ૦—પણ જ્યારે તેડવા જાય ત્યારે ગુરૂની સાવ ( સર્વ ) સેવાથી પણ તે કાંઈ શીખ્યા નથી એમ તેઓ જાણે. અર્થાત્ પાછા ત્યાં રહેવા દેઇને ઘેર જતા હતા.

કાંઇ તો કે'વાય નહિ, રાખતાં રે'વાય નહિ,
લક્ષણ લે'વાય નહિ, ડરે ઘણા શાપથી;
તાપસની શેવ સાધે, ઇંદુ બિંદુ ભ્રાત ભલા,
બ્રહ્માક્ષર ભણ્યું નહિ, ગોઠાઇના આપથી;
તપસીએ એક વાર, ઉભય વૃદ્ધોને વાર્યા,
આવવું ન આંહી કદી, સમજો ન આપથી!! ૧૫
કાયા મધ્ય કંપતા તે, આવ્યા તેવા ગયા ઘેર,
ફેર કર્યા જેવી વાત, તાપસના મુખની!
દિન રાત ચિંતા થાય, અરે દુઃખી હશે સુત,
શેણે ભણવાને મૂકયા, જાય ઘડી સુખની!
બ્રાહ્મણ હતા બે ભાઇ, ભવ મધ્ય ભીખી ખાત,
અરે હવે કે'વી કેને, પડી વાત દુઃખની!
નહિ મળી હોય ભિક્ષા, શિક્ષા ગુરૂજી તો કરે,
દિક્ષા તે ધરે શી પેર? રાડચ ઝગી રૂખની!! ૧૬
સંદેશાને સાંઇ કરે, દિલ વિચ ડરી રહે,
તાપસે તે તોડી પાડ્યું, થયું દુઃખ તેથકી;

---

૧૫ વાત્સલ્યતા—પુત્રસ્નેહ. વત્સ—પુત્ર. બ્રહ્મક્ષર ( બ્રહ્માક્ષર )—બ્રહ્મનો વાચક અક્ષર 'ઓમ્' એટલું પણ ભણ્યા નહિ! ( વેદાધ્યયન કરાવતાં પ્રથમ ઓમ્ શીખવવામાં આવેછે ). સમજો ઇ૦—તમે આપથી ( પોતાની જાતથી ) સમજતા નથી ત્યારે અમારે કહેવું પડેછે કે તમારે અહીં કદી આવવુંનહિ. ( માબાપને દેખીને છોકરાંનો લક્ષ વિદ્યાભ્યાસ તરફથી ઉઠી જાયછે એમ માનીને ).

૧૬ તેઓ પોતપોતામાં કહેવા લાગ્યા કે, ફેર ઇ૦. દિક્ષા ઇ૦—તે ( બાળકો ) બ્રહ્મચારીની દિક્ષા ( વ્રત ) શી રીતે ધરે? એવી રીતે તેમના મનમાં રૂખની ( મનની ઇચ્છાની ) રાડગ ઝગી—પ્રકાશી. અર્થાત્ મનમાં ચિંતા થવા લાગી.

કે'વાય ન કોઇ આગે, લેવા ન જવાય સુત,
દિલ મધ્ય થાય દુઃખ, તંતથી રહ્યા ટકી;
અરે આવે સુત ક્યારે, સ્મર્ણ કરે એનું એજ,
ધર્મકર્મ ભૂલ્યા વૃદ્ધ, સુણે ન વારૂ વકી;
ઇંદુ બિંદુતણી પેર, કવીશ્વર કથે હવે,
સુણજો શ્રોતા તમામ, મિત્રધર્મ તો નકી. ૧૭

આકાશનો ઇંદુ જુઓ, શીતળ શોભાયમાન,
મોહકારી માનવને, સુખકારી સામટો;
પોષે ઔષધીને પૂર, સીંચે સુધા સુરનૂર,
ક્રૂર નહિ કશી વાતે, કળા વધો કે ઘટો;
કુમુદનો પ્રાણદાતા, કા'વે કમલનો વૈરી,
અભિસારિકાતણો જે, પ્રેમનો પૂરો પટો;
વિરહિણીકેરો માનો, સુખદ દુઃખદ ચંદ્ર,
લે'વાયે લાંચ્છનવંત, રાતદી એ તો રટો. ૧૮

---

૧૭ તે તોડીપાડ્યું—તેમના સંદેશા વગેરે પણ અટકાવ્યા. સુણે ઇ૦—( તેમના આવવાની ) વારૂ ( સારી ) વકી ( તક ) પણ ન સુણે !

૧૮ કવિ પ્રથમ આકાશના ઇંદુ( ચંદ્ર )ને વર્ણીને પછી ઇંદુ નામના બ્રાહ્મણપુત્રસાથે તેને સરખાવે છેઃ આકાશનો ઇ૦. પોષે ઇ૦. ( ચંદ્રમામાંથી પડતા અમૃતવડે પૃથ્વીપરની તમામ વનસ્પતિ પોષાય છે, એમ કવિઓ માને છે ). સીંચે ઇ૦—સુર( દેવ )ના નૂર ( તેજ ) રૂપ સુધા ( અમૃત )ને સીંચે. કુમુદનો— પોયણાનો ( ચંદ્રપ્રકાશથી તે ખીલે છે માટે ). કમળનો—( ચંદ્રપકાશથી તે પીડાય છે માટે તેનો વૈરી ). અભિસારિકાતણો ઇ૦—પતિને મળવા સંકેત સ્થળમાં જનારી સ્ત્રીઓના પ્રેમના પૂરા પટા રૂપ. સુખદ—( તેમનો તાપ શમાવે માટે ). દુઃખદ—( કામ ઉપજાવી વિરહ દુઃખ મટાડે માટે ). લે'વાયે ઇ૦—એ ચંદ્ર કલંકવાળો છે એમ તમારે રાતદિવસ યાદ કર્યાકરવું. ( ઇંદુનામે બ્રાહ્મણપુત્રને કલંક વિનાનો વર્ણવવો છે માટે ).

વલ્લભનો ઇંદુ ભાળો, નભનો પછે નિહાળો,
શીતળતા સદ્દગુણથી, ચઢે ન નિહાળતાં;
નવ રંગ અંગ આગે, શશિતણી શોભા કશી!
અલૌકિક લૌકિકમાં, દીસે બાળ ચાલતાં;
મોહક મનોજ સમો, હારે ચંદ્ર ત્યાં ચતુર,
તેણે ઢાળેછે પીયૂષ, તેણે જન ન્યાળતાં;
ક્રૂરતા તો કાંઇ નહિ, કળા વધે ઘટે નહિ,
કંજ ને કુમુદતણો, પૂર્ણ પ્યારો ભાળતાં. ૧૯

નારી માત્રતણો પ્રાણ, પુરૂષનો જીવ જાન,
વિરહિણી વાંચ્છે જેને, રાતદી રટી રટી;
દુઃખદ ન દુનિયાંને, સુખદ સર્વેને સાચ,
લાંચ્છન લગાર નહિ, કેસરીકટિ કટિ;
સુખકર સુધાકર, અભ્રથી છવાઇ રહે,
કયી પેર ઘટે ઘાટ, જાય શું ઘટી ઘટી?
દુર્જન દબાવે આને, સુજન સુહાવે અંગ,
પ્રકાશે છે ચંદ્રપેર, કવિ કે' લટી લટી. ૨૦

---

૧૯ વલ્લભનો ઇંદુ—વલ્લભ કવિએ આ ગ્રંથના નાયક તરીકે જે બ્રાહ્મણ પુત્રને ઇંદુ કહીને વર્ણ્યો છે તે. શીતળતા ઈ૦—ચંદ્રની શીતળતા 'ઇંદુ'ના સદ્દગુણથી ચઢે નહિ. અલૌકિક ઈ૦—લૌકિકમાં ( લોકના સમુદાય-માં ) તે બાળ ચાલતાં અલૌકિક દેખાતો હતો! મનોજ—કામદેવ. પીયૂષ-અમૃત. તેણે ઈ૦—મનુષ્યો તેને નજરે જોતાં હતાં. કંજ ઈ૦—ચંદ્ર તો ફક્ત કુમુદનોજ પ્યારો છે પણ આ તો કંજ ( કમળ ) અને કુમુદ, બન્નેનો પ્યારો છે. અર્થાત્ બન્ને વસ્તુઓ તેને પ્રિય છે. ચંદ્રથી અધિક વર્ણવ્યો છે માટે **અધિકોપમા.**

૨૦ રૂપ વર્ણું છેઃ નારી માત્રતણો ઈ૦ કેસરી ઈ૦—કેસરી( સિંહ )ની કટિ જેવી તેની કટિ હતી. સુખકર ઈ૦—સુખનો કરનારો સુધાકર

ગુણ ગણ ગણીજુઓ, ચતુર એ ચંદ્રથકી,
અધિક દેખાય અતિ, વારૂ સહુ વાતમાં;
ઘટે ન ઘટાડચો કદી, ગુણ ચંદ્ર થકી રજ,
એવો મિત્ર મળો સૌને, પ્રેમના પ્રભાતમાં;
બાલ શશિ હોય જ્યારે, દર્શે ક્ષયરોગી ત્યારે,
નિરોગી આ બાલપણે, જાદુ ભર્યું જાતમાં;
મિંદુ ક્ષાર સિંધુ સમો, ચઢે અને ઉતરેછે,
ઘણો ઘાટ ઘડે જાણ, પ્રેમી જન પાતમાં. ૨૧

સાગરની સીધી વાત, મંથન કરાવી અર્પે,
મન માન્યાં રત્ન ચૌદ, અધિક આ એથકી;
માનવના મંથનથી, સદગુણ રૂપી રત્ન,
હૃદેથકી નીકળે ન, નરમાનો એ નકી;
છળ ને કપટતણી, આવે ભરતી ને ઓટ,
ચોટચ તો ચખાડી દિયે, નહિ વારૂ તો વકી;

---

( ચંદ્ર ) તો અભ્ર ( વાદળાં )થી છવાઇ રહે ( પણ આ તો નિરંતર પ્રકાશ-તો હતો )। કયી પેર ઇ૦—ચંદ્રને આ 'ઇંદુ' સાથે સરખાવવાનો ઘાટ કયી રીતે ઘટે ? કેમકે એનામાંથી ઘટી ઘટીને શું ઘટી જાય કે તેથી તે ચંદ્રની બરોબર થઇ રહે ? દુર્જન—( રાહુ વગેરે ). આને ( ચંદ્રને ). 'ઇંદુ'-ને વર્ણેછેઃ સુજન ઇ૦.

૨૧ પ્રેમના પ્રભાતમાં—પ્રેમરૂપી પ્રભાત થતામાં. અથવા પ્રેમાનંદ રૂપી સૂર્ય ઉદય થતામાં. પ્રસ્તુતમાં અપ્રસ્તુતનું વર્ણન છે માટે **અપ્રસ્તુત પ્રશંસા** અલંકાર. બાળશશિ—નાનો ચંદ્ર. ક્ષયરોગી–( કળાઓ ઘટી ગયેલી હોવાથી ). હવે મિંદુને વર્ણે છેઃ મિંદુ ઇ૦. ક્ષારસિંધુસમો—જેમ ખારો સમુદ્ર ભરતીઓટથી ચઢે છે અને ઊતરે છે તેમ આ મિંદુ પણ રીસાય છે અને ખુશી થાય છે । પ્રેમીજન પાતમાં—પ્રેમી માણસોનું પતન કરવામાં.

દીપતો તે દુર્ગુણથી, ભરપૂર ભર્યા પાણ,
પ્યાસ નવ પૂરી મટે, સ્થિર રહે ના ટકી ! ૨૧
ઈંદુબિંદુતણા ગુણ, કવીશ્વરે ગણ્યા એમ,
શ્રોતા સમજો ન હવે, કૃત્ય કરાવી કહું;
ગુરૂ ઘેર રહ્યા બન્ને, સેવ સાધે સિદ્ધકેરી,
પ્રસિદ્ધ પુરૂષ ગુરૂ, જાણે સૃષ્ટિમાં સહુ;
વૃદ્ધ પિતા આવતા ત્યાં, જ્યારે થઇ ગયા બંધ,
ત્યારે ગુરૂદેવે ભાળ્યું, કાળ તે વીત્યો બહુ;
શિખાવવા લાગ્યા સાંઇ, વેદ મંત્ર વાર વારે,
રીઝે ઇંદુને ઉચ્ચારે, લક્ષણ રૂડાં લહું. ૨૩
એકવાર શીખવે જે, ઇંદુ શીખી જાય તર્ત,
બિંદુ માથાફોડ કરે, આવડે ન તેહને;
ગુરૂ પ્રેમ રાખે ઘણો, ઉભય ઉપર જાણ,
તથાપિ ત્યાં ફેર પડયો, કહી દાખું એહને;
ગુરૂકને શીખે શિષ્ય, શીખવ્યું ગ્રહણ કરે,
પ્રાણથી તે પ્રિય થાય, ભૂલે ગુરૂ ગેહને;

---

૨૨ માનવના—પણ બિંદુના હૃદયરૂપી સમુદ્રમાંથી તો માનવના ( મનુષ્યના ) મંથનથી સદ્દગુણરૂપી રત્ન નીકળે એમ હતું જ નહિ. અર્થાત્ મનુષ્ય પાસેથી શિક્ષણ મેળવીને એ સદ્દગુણી થાય એમ નહોતું. તેના દુર્ગુણ વર્ણવેછે: છળ ઈ૦. નહિ ઈ૦—તેની કોઇ કામની વકી વારૂ ( સારી ) નહોતી ! પ્યાસ—( બીજા દુર્ગુણો મેળવવાની તૃષ્ણા ).

૨૩ સમજો ન—કવિ એમ બન્નેના ગુણ ગણાવીને રહેવા દેશે એમ ન સમજશો. સાંઇ—ગુરૂ.

ભેદ પડયો એમ ભારી, ઇંદુમિંદુ મધ્ય જ્યારે,
ત્યારે ત્યાંય થયું કેવું, જોડી કહું જેહને. ૨૪
ગુરૂવર્ય ઘડી ઘડી, ઇંદુને તેડાવી લિયે,
સલક્ષણ શીખવી દે, મિંદુ મુખ મરડે;
ગુરૂવેણ ગણે નહિ, ભણાવ્યું તે ભણે નહિ,
દુર્ગુણને હણે નહિ, તંત ધર્યો તરડે;
ખોટે ખોટી વાત ગ્રહે, સાચી સમજે ન રજ,
વ્યર્થ સ્વાદ માની રહે, શ્વાન અસ્થિ કરડે;
ઇંદુ બાળ મિત્ર લહી, સદ્ગુણ શીખાવે રોજ,
વહી જાય વે'તે પૂર, ભલુંબૂરૂં ભરડે. ૨૫
ઇંદુ ઋગ્વેદ શીખ્યો, સ્વરસાથ સાચી રીતે,
વળ્યું મીંડું મિંદુને ત્યાં, ગુરૂએ ઘણું કર્યું;
શીખવ્યું ન શીખે કોઇ, શીખે કદી યત્નબળે,
સિદ્ધ નવ થાયે તેહ, પછે કાર્ય શું સર્યું !
આ તો શીખવ્યું ન શીખ્યો, પંડિત શી પેર કરે ?
વેર ધરે વા'લા પર, હેત જાણતો હર્યું;

---

૨૪ ભૂલે ઇ૦—શિષ્ય ઉપર પ્યાર કરવામાં ગુરૂ પોતાના ઘરને પણ ભૂલી જાય ! જોડી ઇ૦—હું જેને ઇંદુ મિંદુની જોડી કહુંછું, તેમનામાં શું-થયું તે હવે સાંભળો. અથવા જે વાત હું જોડીને ( બનાવીને ) કહુંછું.

૨૫ મિંદુનાં લક્ષણ કહેછેઃ ગુરૂવેણ ઈ૦. તંત ઈ૦—જે એણે તંત ધર્યો હોય ( હઠ લીધી હોય ) તેને ને તેનેજ તરડયા કરે અર્થાત્ ખેંચીને આમળ્યા કરે. શ્વાન ઈ૦—જેમ કૂતરૂં અસ્થિ ( હાડકું ) કરડેછે ત્યારે તેની ફાંસ મોઢામાં વાગવાથી નીકળેલું લોહી ચાટીને તે એમ માને છે કે મને હાડકામાંથી લોહીનો સ્વાદ મળેછે !

ગુમાનની વાત ગમે, હમે ઇંદુ મિત્રને તે,
શમે નવ દ્વેષ તેનો, અરે હા તેનું તર્યું ! ! ૨૬
સંવત્સર એક વીત્યો, યજુર્વેદ ત્યારે શીખ્યો,
ઇંદુપૂર્ણપણે સર્વ, બિંદુ રહ્યો ઝૂલતો;
પૂછે કોઇ પેરે પેરે, આલ્યા વધુ શીખ્યો કોણ,
બિંદુ મુખ મરડી કે', ફૂલ કરી ફૂલતો;
મુખ પાઠ-ઇંદુને છે, સમજમાં અમે સાચા,
શ્રમે શુક રટે વાચા, મૂલ્ય એવે મૂલતો;
સમજવા આવે કોઇ, ગુરૂકેરા અન્ય શિષ્ય,
સમજાવે કશું તેને, દાવમાં જે દૂલતો ? ૨૭
વળી વર્ષ એક વીતે, ઇંદુ સામ વેદ શીખ્યો,
સ્વરગાન સુણી રહે, વન મૃગ ભક્ષતા;
તાપસને તાપસી સૌ, ગાન ઘણેરૂં કરાવે,
ઇંદુને વખાણે અતિ, ધન્ય મેળી દક્ષતા !
વળી પળી આવી ગયાં, તોયે શીખ્યા નવ કોઇ,
વારૂ ત્રણ વેદ ભણ્યો, શી લક્ષણ લક્ષતા !
ગુણ ગાન ઇંદુતણું, બિંદુને ગમે ન રજ,
બિંદુ શ્યામ ઢાંકે સર્વ, રંગકેરી રક્ષતા. ૨૮

---

૨૬ સ્વરસાથ—ઋગ્વેદના મંત્રોના સ્વર લેઇને. અરે ઇ૦—કવિ કહે-છે કે અરે હાય ! તેનું કાંઇ તરવાનું છે ?

૨૭ શ્રમે ઇ૦—એ તો જેમ પોપટ મેહેનત કરીને શીખે છે તેમ ઇંદુ પણ શીખ્યો છે.

૨૮ મેળી—મેળવી. વળી પળી—( ત્વચામાં ) કરચલીઓ અને ( વા-ળમાં ) પળિયાં. શી ઇ૦—એ લક્ષણ અને લક્ષ્ય કેવાં સમજે છે ? અથવા

સંવત્સર એક વીત્યે, શીખિયો અથર્વ વેદ,
વાર કંઇ લાગી નહિ, રીઝિયા ગુરૂ ઘણા;
ચારવર્ષ મધ્ય ચાર, ગુરૂમુખ પઢ્યો વેદ,
ગુરૂથકી ચઢ્યા ચેલા, માનવી કશી મણા !
શિષ્ય શત બે ચાર જે, તેમાં શિરોમણિ હવો,
ઇંદુ સમ પ્રકાશે તે, ગુણ ઘણા જેતણા;
ઇંદુ ઇષ્ટમિત્ર લેખે, મોખરે બિંદુને કરે,
તોય રીઝે નવ તેહ, શ્રેષ્ઠ શા બન્ને જણા ! ! ૨૯
અલ્યા ઇંદુ મનમાંય, વિચાર્યું ન ગુરૂએ કૈં,
શ્રેષ્ઠ શિષ્ય કર્યો તને, સમજી કહે કશું ?
મુખ પાઠ ભણે વેદ, ગળું તારૂં ગાજતું છે,
તીવ્ર હલક છે તીનો, રીઝે મૃગ શા પશુ !
ગુરૂદેવ ડાહ્યા ઘણા, ન તેણે વિચાર કર્યો,
ફૂલકો ફૂલાવી દીધો, હવે હું આઘો ખસું !
ઇંદુ સમજાવે અતિ, બિંદુ કાંઇ માને નહિ,
પેરને પ્રમાણે નહિ, ગણતો વા'લા વસુ. ૩૦

---

એનાં લક્ષણ કેવાં સારાં છે. તથા એનું ભણવામાં લક્ષ પણ કેવું સારૂં છે ! બિંદુ ઇ૦—જેમ કાળા રંગનો બિંદુ સઘળા રંગની રક્ષતા( સુશોભિતપણાનું રક્ષણ કરવાના ગુણ )ને ઢાંકે છે, તેમ બિંદુ ઇંદુની નિંદા કરીને તેના સારા ગુણોના ગાનને ઢાંકતો હતો !

૨૯ શ્રેષ્ઠ ઇ૦—કવિ કહેછે કે ઇંદુ અને બિંદુ બન્ને જણા શા શ્રેષ્ઠ છે. અર્થાત્ એક જણ સદ્‌ગુણમાં જેવો શ્રેષ્ઠ છે તેવોજ બીજો દુર્ગુણમાં શ્રેષ્ઠ છે.

૩૦ હલક—સ્વર—ઉચ્ચારની ધાટી. આઘો ખસું—અહીંથી જતો રહું. ( કેમકે ગુરૂએ વિવેક વિના તને મુખ્ય પદવી આપી માટે ). બિંદુથી

એમ કરતાં વિત્યાં વર્ષ, એક બે વળી ત્યાં જાણુ,
પટ શાસ્ત્ર શીખ્યો શિષ્ય, વાર ન વધુ કરી;
સૂત્ર શ્રુતિના સિદ્ધાંત, મહાંત મોટેરા સમા,
ક્ષણ વારમાં કરી દે, ડરતો નહિ જરી;
અષ્ટાદશ પુરાણ તે, સ્વલ્પ કાળે શીખી ગયો,
સિદ્ધ સમો થઇ ગયો, ધ્યાનથી જોતો ધરી;
ગર્વ નવ તોય રજ, શીખવાનું મન અતિ,
શીખવતા ગુરૂદેવ, વા'લે વેણુ ઉચ્ચરી. ૩૧

પાષાણશા રહ્યા પૂરા, બિંદુ મૂર્ખ રાજતાજ,
જટા જૂટ વાળે ઠીક, પંડિતમાં લેખવા;
નિહાળવા આવે કોક, ત્યારે મંત્ર બોલે મોટા,
પત્ર ડાળખું ન જાણે, મંત્ર લાગે પેખવા;
ઈંદુને વખાણે કોઇ, ત્યારે તેહ બોલે નહિ,
આયો પાછો ગયો જોઇ, લાગતો ઉવેખવા;
શીખ્યા પર શ્રમ નહિ, ભીખ્યા પર ભાવ ઘણો,
રીખ્યા પર રટ લાગી, ભાવ ભલો ભેખવા. ૩૨

---

ઇર્ષ્યાને લીધે ઈંદુની મોટાઇ ખમાતી નહોતી એ ધ્વનિ. વસુ—દામ—પૈસા.

૩૧ સમા—( સિદ્ધાંતનું વિશેષણ ). મોટેરા મહાંતના સમા સૂત્ર ગ્રંથોના અને શ્રુતિ( વેદ )ના સિદ્ધાંત ક્ષણવારમાં કરીદે, એ અન્વય.

૩૨ પત્ર ડાળખું ઇ૦—ડાળ પાંદડું જાણે નહિ. અર્થાત્ આરંભ ક્યાંથી અને સમાપ્તિ ક્યાં? અથવા ક્યા પ્રસંગનો ક્યો મંત્ર, તેમાંનું કાંઈ જાણે નહિ. રીખ્યા પર—દ્વેષ કરી બળી મરવા પર. ભાવ ઇ૦—ભલા ભાવનો ભેખ ધારણ કરવા—અર્થાત્ પોતે સારા કહેવાવા.

એમ ગુરૂકુળ મધ્યે, એકાદશ વર્ષ રહ્યા,
ઇંદુ મિંદુ ભણવાને, ભણિયા ઘણું ઘણું;
ઇંદુ ભણ્યો ખરી વિદ્યા, મિંદુ રહ્યો મૂર્ખ જાણ,
બ્રહ્માક્ષર શીખ્યો નહિ, ગર્વ શો ગણું ગણું;
ચાર વેદ મુખપાઠ, ખટશાસ્ત્ર ખરાં કર્યાં,
સૂત્ર ને પુરાણ શીખ્યો, ભાવે કે' ભણું ભણું;
વાદ ને વિવાદ કરે, મિંદુ મર્દ બની ઘણો,
વારંવાર મેડે મૂછ, હોંસે કે' હણું હણું. ૩૩

અધૂરો જે ઘટ હોય, તે તો છલકાય અતિ,
પૂરાને ન પેર કશી, ખંત ખાલીને કશી;
જાણ ને અજાણ એમ, બાદ થાય બૂરાઇથી,
દઝોડિયા દવબાળે, ગર્વથી વદે હશી;
મિંદુ મહારાજ મોટા, એ પંથના પ્રવર્ત્તક,
બુદ્ધિહીન બની રહ્યા, હુંપદ પૂરી વશી;
ગુરૂએ કહ્યું ઘણેરૂં, દુરગુણ ત્યાગવાને,
ઉંધા ઘડા પર પાણી, કાર્યસિદ્ધિ ઉલ્લસી ? ૩૪

---

૩૩ ચાર વેદ ૪૦—( મિંદુનો ગર્વ વર્ણવ્યો છે ). ૩૪ પૂરાને ૪૦—પૂરો ભરેલો ઘડો હોય તેને છલકાવાની પેર શાની હોય? અને કેવળ ખાલી હોય તેને છલકાવાની ખંત શાની હોય ? અર્થાત્ અધૂરો હોય તેજ છલકાય. જાણ ૪૦—એ રીતે જાણ અને અજાણ છલકાવા રૂપ બુરાઇમાંથી બાદ થાય છે-તેઓ ગર્વ કરતા નથી. ત્યારે કોણ છલકાય છે ? દઝોડિયા ૪૦. ભર્તૃહરિ પણ કહેછે કે,—

"अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः
ज्ञानलवदुर्विदग्धं ब्रह्माप्येतं नरं न रंजयति ॥"

અર્થ—" અજ્ઞાનીને સુખે કરીને સમજાવી શકાય છે, અને જ્ઞાનીને

ગુરૂ પાસે હતું જેહ, વિદ્યાવિત્ત સંગ્રહેલું,<br>
લઇ લીધું ઇંદુએ તે, બિંદુએ ગ્રહ્યું નહિ;<br>
મૂછ પર હાથ ધરી, બિંદુ બોલતો ફરેછે,<br>
અમે ચેલા નો'ય ચોર, નર્કમાં વહું નહિ;<br>
ગુરૂને લુંટાય કેમ, ગમારનું કૃત્ય એ તો,<br>
ખરી વાત માનો મારી, ખોટું હું કહું નહિ;<br>
એવી પંક્તિ માંહી ભળ્યા, હાહા તેહ કરે ઘણાં,<br>
બુદ્ધિમાન બોલે કેમ, લક્ષણ લહું નહિ. ૩૫

ઇંદુનાં થતાં વખાણ, વખાણતા ગુરૂરાજ,<br>
ખમાય ન બિંદુથકી, ગુરૂ કને તે ગયો;<br>
ગાંડી વાત ગુરૂ આ શી, ચોરને ચઢાવી દ્યો શું ?<br>
સાવકાર સાચા અમે, બોલ એવો ત્યાં કહ્યો;<br>
અરે એમ સાંભળ્યું કે, ગુરૂકિલ્લી સાથ એણે,<br>
સર્વસ્વ પડાવી લીધું, લુચ્ચો એવો એ લહ્યો;<br>
તદપિ તમે વખાણો, અમને ઉવેખો કેમ ?<br>
વારૂ વાત નાથ નથી, દોષિત એ તો થયો. ૩૬

---

તેથી પણ સેહેલાઇથી સમજાવી શકાય છે; પણ કિંચિત્ જ્ઞાન પ્રાપ્ત થવાથી જે દાધાબળ્યો થયો હોય, તેવા માણસને બ્રહ્મદેવ પણ ખુશ કરવાને સમર્થ નથી ! " ઉલ્લસી—શોભી ! જેમ ઉંધા ઘડા પર પાણી રેડવાથી તે ભરાવારૂપ કાર્યસિદ્ધિ થાય નહિ, તેમ ઈંદુના દુર્ગુણ તજાવવાનો ગુરૂનો બોધ પણ વ્યર્થ થયો !

૩૫ અમે ઇ૦—અમે કાંઇ ગુરનું વિદ્યારૂપી વિત્ત ચોરી લેનારા ચેલા નથી ! અર્થાત અમે તો ગુરૂ પાસેથી ભણેલું પાછું ગુરૂનેજ સોંપીએ કે ગ્રહણજ ન કરીએ એવા છીએ !!

૩૬ ગુરૂકિલ્લી સાથ ઇ૦—વિદ્યામાં જે સમજવામાં ગુરૂની જરૂર

ગુરૂદેવ કે' ગુમાર, સમજે ન કશી વાત,
સમજાવું તોય કૈંક, સમજ સાચી ધરો;
વિદ્યાવિત્ત મારૂં સર્વ, ઇંદુ જેવા ઘણા લુંટો,
વાંચ્છું વર વાત એહ, દિલમાં શોણે ડરો;
મૂલ્યવાન રત્ન કંઇ, ઘણાં નવ હોય અલ્યા!
મળી આવે એ તો કોક, ભલો ભાવ તો ભરો;
વિદ્યાધન લેઇ જાતાં, આપી જાય યશ અતિ,
કહે જાય કશું પછે, સાચી વાતને વરો!! ૩૭

ચતુર તું ચોર થઇ, મિંદુચૌરકર્મ કરચ,
ચોરી લેને વિદ્યા મારી, આવું હું ઉમંગમાં;
કરીશ ન દ્વેષ કોના, ઉપકાર માન્ય એનો,
વદીશ ન હવે આવું, જઇ જૂઠા જંગમાં;
શરમાઇ ગયો તેહ, પડયો નવ દાવ કાંઇ,
એમ ગુરૂકુળ મધ્યે, લેખાયો તે બંગમાં;
પછે લાગ્યો કરવા તે, ઇંદુતણો દ્વેષ અતિ,
વિભ્રમી વનસ્પતિ તે, ખોળી લાગ્યો ખંગમાં. ૩૮

ઇંદુ માન રાખે ઘણું, મોટો કરે મિંદુને તે,
દુર્જનને શેની દયા, દાવ સાધ્યો દેખજો;
માધુકરી મધ્ય ભેળ્યો, વિભ્રમી વનસ્પતિનો,

---

પડે તેને ગુરૂકિલ્લી કહેછે. જેમ ધનના ભંડાર કોઈ કૂંચી સહિત પડાવી લે, તેમ તમારી પાસેથી એણે વિદ્યાના ભંડાર પડાવી લીધા! ૩૭ વરો—પસંદ કરો.

૩૮ ગુરૂ મિંદુને ઉપદેશ આપેછેઃ ચતુર ઈ૦. જઇ ઇ૦—ખોટી બડાઇ કરીને. બંગમાં—લુચ્ચામાં. વિભ્રમી—જેનાવડે માણસનું મન ભમી જાય એવી. ખંગમાં—ખંગ ( વેર ) વાળવાને.

રસકરા પૂરો કરી, ગુરૂગો સૌ પેખજે;
ભારતીની કૃપાવડે, વિભ્રમનો નાશ થયો,
તેને વનસ્પતિ નડે, લક્ષણ તો લેખજે;
નીલકંઠ પેઠ હતું, ઝેર તેનું ત્યાં હતમ;
ભૂષણ ભલેરૂં બન્યું, કોણ કે' ઉવેખજે. ૩૯
એવા ઘણા ઘણા યત્ન, મૂર્ખ બિંદુએ તો કર્યા,
વારિ મધ્ય ગયા વે'તા, ઈંદુએ જાણ્યા ઘણા;
પણ કહ્યું નવ તેને, મોંઘો ગણી બિંદુ મિત્ર,
મોટું મન કરી રહ્યો, મણિમાં તે શી મણા ! !
દ્વાદશમું વર્ષ તેહ, ગુરૂકુળ મધ્ય રહ્યા,
પછે ગયા ગુરૂકને, બોલ સુણો તેતણા;
ઈંદુ કે' અખિલેશ્વર, હવે ઘેર જવાતણી,
આજ્ઞા અમને તો દીજે, જાઉં ઘેર બે જણા. ૪૦
ગુરૂદક્ષિણા શી આપું, દ્વિજદેવ બોલો મુખ,
માત તાત વૃદ્ધ મારાં, દુઃખ ધરતાં હશે;
માટે ઘેર જવાતણી, ઇચ્છા થાય ગુરૂદેવ,
નીકર ન જવું ગમે, વા'લ આપનું વસે;
ઇચ્છા નવ જવા દેવા, આપકેરા અંતરમાં,
જવું નહિ તો જરૂર, રંગાયો ગુરૂરસે;

---

૩૯ માધુકરી—વિદ્યાર્થીઓની ભિક્ષા. મધુકર ( ભમરો ) જેમ ઘણાં ઘણાં પુષ્પમાંથી રસ એકઠો કરેછે તેમ મધુકરની પેઠે વિદ્યાર્થી પણ ઘણાં ઘર ફરી ફરીને રાંધેલું અન્ન એકઠું કરેછે, માટે એને 'માધુકરી' કહેછે.

૪૦ દ્વાદશમું—બારમું. અખિલેશ્વર —સર્વના ઈશ્વર. ( ગુરૂનું સંબોધન ).

વદી એમ કર જોડી, કરગરતો ઊભો તે,
પછે મિંદુ બોલ્યો મુખ, જાવાના તે તો જશે !! ૪૧
પૂર્ણ ભર્યું હોય પાણી, સરોવર માંહી સાંઇ !
પક્ષી પ્યાસ ટાળવા રે', સૂકાયે રહે નહિ;
યાચક યાચવા જાય, ધનવાન કને રોજ,
ધન મળ્યા પૂઠે તજે, બૂરૂં કો કહે નહિ;
ફળદ્રૂપ વૃક્ષ ભાળી, પક્ષીઓ કરે કલોલ,
ઉડી જાય શુષ્ક થયે, ( તે ) વાટમાં વહે નહિ;
શીખી રહ્યા પૂઠે શિષ્ય, ગુરૂઘેર નવ રહે,
જાણતા જનો જરૂર, વાંકામાં વહે નહિ !! ૪૨
ગુરૂદેવ મારી કને, ગુરૂદક્ષિણા તો માગો,
કર્મે અમારે શીખ્યા છું, નથી કોએ શીખવ્યું !
ઢંગે રહી માગશો તો, આપી શકાશે ગુરૂજી,
નીકર અપાય નહિ, પેટ ભરી ભીખવ્યું !!
પંડિત બનાવ્યા પૂરા, અમારા જેવા ન કોઇ,
માગી લ્યોને માટે આજ, લક્ષણ એ લીખવ્યું;
એમ વદી નમ્યો તેહ, ગુરૂજીને લાગ્યું ઘણું,
પછી વદ્યા તેહ મુખ, રાડચે તજ્યું રીખવ્યું. ૪૩

---

૪૧ રંગાયો ઈ૦—હું ગુરૂરસે ( ગુરૂની પ્રીતિથી ) રંગાયો ( પ્રેમાંકિત થયો ) છું. જાવાના ઇ૦—જે જવાના હશે તે તો ગુરૂ ના કહેશે તોય શું ખાળ્યા રહેવાના છે કે ? અર્થાત્ હું તો ગુરૂ રજા નહિ આપે તોય જઇશ.

૪૨ પૂર્ણ ઇ૦—( મિંદુનાં વિનય વિનાનાં વચનો વર્ણ્યાં છે ). સાંઇ—( ગુરૂનું સંબોધન ). શુષ્ક—સૂકાયલું.

૪૩ ભીખવ્યું—ભીખ મગાવી । લીખવ્યું—લેખવ્યું. રાડચે ઈ૦—

પ્રિય વત્સ ઈંદુ મારા, જઈ માત તાત જુઓ,
બ્રહ્મચર્ય ખાંતે ખુઓ, ગૃહસ્થધર્મ પાળજો;
વાનપ્રસ્થ પછે પાળી, મોક્ષ મેળવજો ભાઈ,
સફળ કરો ભણેલું, દુષ્ટગુણ ટાળજો;
ગુરૂદક્ષિણા જે દેવા, અંગમાં ઉમંગ તારે,
મારે પણ લેવી તેહ, બદલો ન વાળજો;
શીખ્યાકેરૂં સ્મર્ણ રાખો, દક્ષિણા એ માગું અમો,
બીજું ન કાંઇ જોઇએ, સગાંને સંભાળજો. ૪૪

મિંદુ મુનિરાજ ! તમે, બ્રહ્મક્ષર ભણ્યા નથી,
ભણવાના નથી માટે, રજા અમો આપિયે;
ખાંતે ખાઇ બગાડ્યું છે, ભલું સર્વ ભગાડ્યું છે,
જૂઠું અંગ જગાડ્યું છે, કશું કૂડું કાંપિયે ?
નામના ગુરૂ અમે છું, તમે પણ ગણો તેમ,
ગુરૂદક્ષિણા શું દેવી, શાકાજે સંતાપિયે ?
દ્વેષ કરવો ન કોશુ, ગુરૂદક્ષિણા એ આપો,
પછે ઘેર જાઓ બન્ને, સત્ય એ આલાપિયે ! ! ૪૫

---

રાડય કરીને રીખવું ( દલગીર થવું ) તજ્યું. અર્થાત્ તેના અવિનય માટે તેને શિક્ષા ન કરી.

૪૪ બ્રહ્મચર્ય ઇ૦—હવે તમે બ્રહ્મચર્ય તજીને ગૃહસ્થાશ્રમી થજો. વાનપ્રસ્થ—ગૃહસ્થાશ્રમની અંતે સ્ત્રી સહિત વનમાં રહેવાનો ત્રીજો આશ્રમ. બદલો ઇ૦—ભણાવ્યાના બદલામાં ગુરૂદક્ષિણા આપશો નહિ. ( કેમકે તેમ કર્યાથી વિદ્યાવિક્રયનો દોષ મને લાગે ). ત્યારે શીરીતે ગુરૂદક્ષિણા લેશો ? તે કહે છેઃ શીખ્યાતણું ઇ૦.

૪૫ જૂઠું ઇ૦—તમારા અંગમાં અસત્ય જાગતુ છે. અથવા તમોએ જે આ અંગ જગાડ્યું છે—જાગ્રત કર્યું છે—વધાર્યું છે તે જૂઠું—મિથ્યા

ગુરૂજીએ કહ્યું એમ, ક્ષેમ વાંચ્છી ઉભયનું;
રે'મ દિલ રાખી ઘણી, જાવ કહ્યું સુખથી;
ઉલ્લાદથી આશિર્વાદ, ગુરૂજીએ આપ્યો જ્યારે,
ત્યારે બે તૈયાર થયા, નમી ચાલ્યા સુખથી;
પ્રિયમિત્રને મળ્યા જૈ, ગુરૂપત્નીને નમ્યા જૈ,
પછે આજ્ઞા માની સૌની, નીકળ્યા તે દુઃખથી;
આવજો ઉભય ભ્રાત, કા'વજો પો'ચ્યાની વાત,
ભૂલી નવ જશો ભાઇ, રૂપ રંગ રૂખથી. ૪૬
તપોવન એમ તજ્યું, વળાવવા આવ્યા મિત્ર,
વારૂ વાત કરી તેશુ, એક કોશ ચાલતાં;
પછે ઊભા રહ્યા બેય, ભાવ આણી ભેટ્યા ઘણા,
વળો પાછા વળો હવે, બાંતે કહ્યું ખાળતાં;
મન ઊભું રે'વા કરે, ચલાવવા કહે સ્નેહ,
એમ રાડ્ય જાગી ઝગી, અર્ધ કોશ ટાળતાં;
ઊભા રહ્યા નવ જ્યારે, પ્રિય મિત્ર ઘણું કરે,
ત્યારે બેઠા દ્રુમ નીચે, મિત્રત્વ સંભાળતાં. ૪૭
વારૂ વાતો વીતી કરી, કોલ અન્યોઅન્યે આપ્યા,
વદાડ મળ્યાનો કરી, જવા કાજ ઊઠિયા;
પાછા વળ્યા મિત્ર સર્વ, આગે પળ્યા ઉભય તે,

---

છે ! કશું ઇ૦—અમે તમારૂં કૂડું ( ખોટું વર્તન ) તે શું કાપિયે ? અર્થાત્ તમારા દુર્ગુણ અમારા ટાળ્યા ટળે એવા નથી એમ છતાંય મોટા મનના ગુરૂ હજી તેને દુર્ગુણ તજવાની છેવટની પ્રતિજ્ઞા આપે છે: દ્વેષ ઇ૦.

૪૬ રૂપ ઇ૦—રૂપ અને રંગ પ્રાપ્ત થયે અમને ભૂલશો નહિ. અથવા અમારા રૂપરંગને તમે રૂખથી ( જાણીબુઝીને ) ભૂલીજશો નહિ ૪૭ દ્રુમ —ઝાડ. સ્વભાવોક્તિ.

જુએ પાછું વાળી વાળી, રૂઠિયા કે ત્રુઠિયા;
જણાતા રહ્યા તે જ્યારે, વાતો કરવા સૌ લાગ્યા,
અરે ગયા ઘેર એ બે, આપણે તો લુઠિયા;
સુખી થશે થાવ ભલે, દિન એવા આવે ક્યારે,
આપણાં તો કર્મ કૂડાં, રામ તેણે રૂઠિયા !! ૪૮

વિચાર એવો કરંતા, ધ્યાન મિત્રનું ધરંતા,
કો જળે ચક્ષુ ભરંતા, પાછા વળી ચાલિયા;
ત્યાંય કોઇ ઊભા રહ્યા, સ્વપ્ન જેવું રૂપ ધારી,
હા ! હા ! મિત્ર ગયા બન્ને, નેત્રે ન નિહાળિયા;
ક્યારે મળે કારમા એ, મળવાની આશા શેની ?
આવ્યા ગયા દેવ કોક, ભાળિયા તે ભાળિયા;
જણાતા રહ્યા તે જ્યારે, ત્યારે કેટલાક શિષ્ય,
હા ! હા ! કરી પાછા વળ્યા, ચક્ષુદ્વય ઢાળિયાં. ૪૯

ઉભયની વાત કરી, સંભારી સંભારી વળી,
નિશાસા તે નાખે ઘણા, હવે ઈંદુ મળે ક્યાં !
સુખરાશી નભઇંદુ, શુક્લપક્ષે સુખ અર્પે,
અષ્ટમીથકી વધારે, રૂપ આવું રળે ક્યાં ?
આ તો હરનિશ આપે, ચંદ્રથી વધારે સુખ,
ફેર રજ મેરૂ સમ, વિધુકેરૂં વળે ક્યાં ?
મેળવજે મિત્ર વે'લો, પરમેષ્ઠિ એમ આણી,

---

૪૮ વદાડ—વાયદો. લુઠિયા—( આળોટયા ) અહીંને અહીંજ રહ્યા.
૪૯ આવ્યા ઈ૦—જાણે કોઇ દેવ આવ્યા હોય અને પાછા તે જતા રહે, તેમ તેઓ આવ્યા અને ગયા.

વિજ્ઞપ્તિ અમારી એ છે, વદે હૃદે બળે ક્યાં. ૫૦
એમ શોચ કરતા સૌ, તપોવન ગયા ચાલી,
ભાળી નવ સુખઘડી, સ્નેહબંધ એવા છે!
સ્નેહાસ્નેહ જીતેલા જે, તેહ ગુરૂ તર્ફડેછે,
હા! હા! ઈંદુ ગયો ક્યહાં, ગુણ જોવા જેવા છે!
ગોરાણી ને ગુરૂસુત, રાત દિન રટે નામ,
ઈંદુ આવી શકે ઊભો, કશું લેવા દેવા છે!
મિંદુકેરૂં સ્મર્ણ ટળ્યું, ઈંદુથી ન મન વળ્યું,
સદ્ગુણ સ્વરૂપ રળ્યું, એજ મીઠા મેવા છે!! ૫૧
હવે મિત્ર ઉભયની, કથની કથેછે કવિ,
સાફ કર્ણ કરી સૂણો, ભલાઈના ભોગ છે;

---

૫૦ સુખરાશિ ઇ૦—સુખના રાશિ ( ઢગલા ) રૂપ. નભ( આકાશ ) નો ઈંદુ જેમ શુક્લપક્ષમાં સુખ અર્પે છે, અને તે પણ અષ્ટમી તિથિથી આ-રંભીને વધારે સુખ અર્પે છે. આવું ( ઈંદુ જેવું ) રૂપ ક્યાં રળે( મેળવે ) ? ચંદ્રથી ઈંદુને અધિક વર્ણે છે. આ તો ઇ૦—જ્યારે ચંદ્ર અષ્ટમી તિથિથી વધારે સુખ આપવા માંડે છે, પણ તે પેહેલાંની તિથિમાં તેવું સુખ આપી શકતો નથી, ત્યારે આ ઈંદુ તો હરનિશ ( અહર્નિશ—રાતદહાડો ) ચંદ્રથી વધારે સુખ આપે છે. કેટલું વધારે એમ પૂછશો તો; ફેર ઇ૦—જેટલો ફેર રજ( રજકણ )માં અને મેરૂમાં છે તેટલો ફેર ચંદ્રથી અને ઈંદુથી થતા સુખ વચ્ચે છે. પરમેષ્ઠિ—હે બ્રહ્મદેવ! વિજ્ઞપ્તિ-વિનતિ. વદે ઇ૦—અમારૂં હૃદે બળે છે, પણ તે પોતાનું દુઃખ ક્યાં જઇને વદે ? અથવા અમારૂં હૃદય બળે ( બળથી ) અમારી વિજ્ઞપ્તિ ક્યાં જઇને વદે ?

૫૧ સ્નેહાસ્નેહ ઇ૦—જેમણે સ્નેહ અને અસ્નેહને જીતેલા છે—અર્થાત્ જેમને પ્રિય અપ્રિય સમાન છે! કશું ઇ૦—ખરૂં પૂછો તો વારૂ ઈંદુને અને ગુરૂપત્ની તથા ગુરૂસુતને કાંઇ લેવા દેવા છે?—કાંઇ સંબંધ છે? એમ છતાં પણ તેના પર સૌનો એટલો બધો સ્નેહ છે તેનું કારણ તેના સદ્ગુણજ છે.

ગોધેરૂં મળેછે માન, કિંતુ સ્વાર્થીકેરૂં ભાન,
ભગાડવું તેનો તોણું, જુદાઈ એ જગ છે;
ગુરૂચર્ણપ્રતાપથી, ઈંદુ એ વિદ્યા કમાયા,
વાઢ વાઢ થઇ તેણે, બળ્યા બીજા રોગ છે;
સદ્ગુણ સાચવો સૌ, દુરગુણ દૂર કરી,
ઈંદુ સમી મળે કીર્તિ, સુભાગ્યનો યોગ છે. ૫૨
વાટે ચાલતાં વિચાર, બન્ને કરવાને લાગ્યા,
માત તાતને મળું જે, ધન્ય દિન આવિયો;
પથ કરવો કઠિન, નદી નાળાં વાટ આવે,
રાત્ર પડી ભાવે નહિ, પ્રભુ ત્યાંહી લાવિયો;
વાહન કે પાળો ભલે, પથદુઃખ સરખું છે,
તેમાં છે અજાણ્યા આ ન, ફેલ જાણે ફાવિયો;
અરે પ્રભુ એની ઘડી, કષ્ટકેરી આવે એમ,
કરીશ ન ક્યારે તું તો, સદ્ગુણ સજાવિયો ! ૫૩
પૂરો પથ લાંબો હોય, ધીમે ધીમે ચાલવાથી,
ટુંકો થઇ જાય નિશ્ચે, લોક એવું વદે છે;
એ ન્યાયે કરીને બન્ને, ધીમે ધીમે આવ્યા ચાલી,
ભાળી મહી સાગરશી, બૂરૂં કાંઇ બદેછે ?
મહીનાં કોતર લહ્યાં, ભયાનક ભારે ઘણાં,
સૂર્યનું ન ચાલે કશું, મઠી રહ્યો મદ છે;

---

૫૨ જોગે—જોઇએ. કવિ શ્રોતાઓને બોધ કરેછેઃ સદ્ગુણ ઇ૦.
૫૩ તેમાં ઇ૦—તેમાં પણ આ બે જણ તો અજાણ્યા છે અને પોતાને ફાવે એવો ફેલ કરી જાણતા નથી—અર્થાત્ રસ્તામાં કે રાત પડયે મુકામ કરવાની જગો મેળવવા વગેરે માટે ઢોંગ કરીને પોતાનું કામ કાઢી લેવાનું જાણતા નથી !

ધોળે દિન રેન દર્શે, કૃષ્ણપક્ષ સમી જાણ,
આહા રહી આવી હાણ, કોમળ બે કદ છે. ૫૪
કોણ કોનો કરે દૂર, ભારે ભય આવી પડ્યો,
સૂઝે નવ સીધી વાત, ભયનો ઉદય હા !
વાઘ વરૂકેરા શબ્દ, વાર વાર થાયે ઘણા,
જંગલના પ્રાણીથકી, જ્યાં ત્યાં ભય ભય હા !
ઘેર જવાકેરી આશા, મૂકી ચાલતા ચતુર,
સૂઝે નવ બીજું કાંઇ, તેમાં કાચી વય હા !
ક્રૂર શબ્દ સુણી કાંક, રાંક થઇ પડે બન્ને,
વળી ઊઠી વાટ ગ્રહે, કંપતુ હ્રદય હા ! ૫૫
કાળું કાળું ભંમર છે, મહીમાતકેરૂં પાણી,
વાણીથી કે'વાય નવ, થાય મતિ રાંકડી;
ઝાડબીડ જણાય ન, જણાય તે ગણાય ન,
ગણાય તે ભણાય ન, મતિ થાય સાંકડી;
જ્યાં ત્યાં ભયનો ઉદય, પૂર્ણ મધ્યાન્હ શો હવો,
એવે નદીતીર આવ્યા, વાટ લહી વાંકડી;
ઢાળ એવે એક મોટો, ઉતરવાતણો આવ્યો,

---

૫૪ ભાળી ઇ૦—મહી નદી સાગર સરખી ભાળી. ભુરૂં ઇ૦—જે ભૂંડું થવાનું હોય તે કાંઇ કોઇના વશમાં રહેછે ? અર્થાત્ તે તો થવાનું તે થાયજ. રેન—રાત્રી. કોમળ ઇ૦—બન્ને મિત્રોનું કદ કોમળ છે.

૫૫ ભયાનક વર્ણું છેઃ કોણ ઇ૦. વાઘવરૂ એ આલંબન છે; તેમના શબ્દ ઉદ્દીપન છે; કંપવું એ અનુભાવ છે; રાંક થઇ જવું ( દીનતા ) એ સંચારીભાવ છે.

હારી થાકી ગયા બન્ને, લાગી એવે આંકડી. ૫૬

ઉતરી રહ્યા તે ઢાળ, કે ચઢાવ આવ્યો તેવો,
ઉતરતાં ચઢતાં બે, થાકી ગયા અતિ છે;
તર્ફડે તૃષાએ તન, અતિશે મુઝાયે મન,
અમુઝાયે અંગોઅંગ, થઇ દીન ગતિ છે;
ટેકરા ચઢે છે જ્યારે, ત્યારે નદી નિકટ તે,
જુએ છે જરૂર પણ, રૂઠી બેની રતિ છે;
ઉતરેછે બેની મધ્ય, લય થાય જળ ત્યારે,
રે રે કરી રાઢચ પાડે, મુઝાઇ ત્યાં મતિ છે. ૫૭

કાચકી બંધાઇ કંઠ, પડે ઊઠે ચડે બન્ને,
એમ કરતાં તે આવ્યા, બે જણા મહી કને;
કાળું નીર જોઇ કહે, ઇંદુ જેમ તેમ કરી,
અરે આ યમુના નદી, નક્કી ભાસેછે મને;
કિંતુ કેઇ પેર કરૂં, નિર્ણય હું નક્કી કરી,
યમુના જો હોય તો તો, જીતિયા સહુ જને;
પ્રભુ કેવી પૂરે આશ, પાસ આવ્યા એવે બન્ને,
પાણી માંહી ઉતરીને, નીરાશી કેવા બને ! ૫૮

જઇ પીએ પાણી જેવે, તેવે ખારૂં લાગ્યું તેહ,
નીરાશી અતિશે હવા, ભોગ કર્મના જુઓ;

---

૫૬ મહીના કાળા પાણીને અવલંબીને કૂરી ભયાનક વર્ણું છે. કાળું કાળું ઇ૦. ૫૭ લય થાય—( નદી ન દેખાવાથી ).

૫૮ યમુના નદી—યમુના ( નદીનું પાણી કાળું છે માટે ). કિંતુ:પણ જીતિયા ઇ૦ —આપણે બધા લોકોમાં જીત્યા ( સ્નાન કરી પાવન થવાથી ). કેમ નીરાશ થયા તે પછીના છંદમાં કહેશે.

મહા મહાયત્નેને મળ્યું, પાણી ગઇ પ્યાસ નવ,
પછે કર્મ ક્રિયાને સૌ, શ્રોતા વકતા તો રૂઓ;
મિંદુ કહે ઈંદુ તારાં, પાપિષ્ટ છે પાદ નિશ્ચે,
નીકર નદી શે ખારી ! કર્મ જોગ એ હુઓ;
મુખ માંહી પેસે નહિ, પીવાય તે પછે કેમ,
તૃષાતુર રહ્યા બન્ને, પ્રભુ કષ્ટ એ ખુઓ ।। ૫૯
ઉઝર્ડાયા પાદ અતિ, તેને ખારવાળું પાણી,
અડતામાં આગ ઊઠી, બા'ર બન્ને નિકળ્યા ।।
અણજાણ્યા જળ મધ્યે, ઉતરી જવાય કેમ,
ઉંડા પાણીતણો ભય, લાગતાં પૂરૂં રળ્યા ।।
નદીતીરે વૃક્ષકયાંથી, બેઠા તપી રેત મધ્ય,
એવે કૃપા કરી કૃષ્ણે, ઉતરતા બે મળ્યા;
ઉતરતા જોઇ જન, ઊઠી ગયા તેણી મગ,
અતિ ભાવ ધરી પૂછ્યું, તૃષ્ણાથકી તે ટળ્યા । ૬૦
ઈંદુ કહે સા'ય કરી, પ્રત્યક્ષ ઈશ્વરે આવી,
અકળ કળા પ્રભુની, કળી કોથી જાય છે ?
મિંદુ કહે માથાફોડ, માલવની કરે શેણે,
કાળા પ્રભુ હોય કેમ ? ગુણ વ્યર્થ ગાય છે;
ઈંદુ કહે કલિયુગ—વિષે પ્રભુ કાળા નકી,
શાસ્ત્રસંમત છે વાત, લાગી મિંદુ લા'ય છે;
જૂઠી વાત જલપેશુ, પૂરેપૂરૂં બોલાય ન,

---

૫૯ ખારૂં—( સમુદ્રની ભરતીનું પાણી ભળવાથી ). પાદ—પગલાં.
૬૦ પૂરૂં રળ્યા—પૂરે પૂરા ઉપાયરહિત થયા !

બે રૂપ શાં પ્રભુકેરાં, વ્યર્થ અડ્યા વાદ છે ? ૬૧
ઇંદુ કહે કૃષ્ણ અને, બલરામ બુદ્ધિમંત,
સાંય કરવા બે આવ્યા, પ્રભુનું શું કામ છે ?
બિંદુ મર્દ બની વધ્યો, નીલાંબર કાળા ક્યાંથી,
સમજાવે ખોટી વાત, ગાંડાતણાં ગામ છે ?
ઇંદુ કહે ખોટું નથી, ગુજરાતે આવી વસ્યા,
રણછોડ ત્રિકમ તો, બન્ને ઘનશ્યામ છે;
બિંદુ કહે માથાફોડ, મૂકી ચાલ્ય ચલાય તો,
પૂછી જોયું જતા રે'શે, તારામાં શા રામ છે ‼ ૬૨
એમ વાતો કરતા તે, નિકટ ચાલી જ્યાં ગયા,
એવે હતા નોતા થયા, બન્ને જણ તે ઘડી;
બિંદુ કોપ કરી વધ્યો, મૂર્ખ ઇંદુ તું અતિશે,
વાદ કરવા લાગ્યો શે, પીડા આવી આ પડી;
ગુરૂકેરૂં ઘર નો'ય, કે હા હા સહુ કો કરે,
ચાલે નવ મારી સાથ, વાંકું વધે રે' રડી;
ઇંદુ કહે કટુ વેણ, ભ્રાત મારા વદ શેણે,

---

૬૧ બે જણ સામા આવ્યા તેમને આસ્તિક ઇંદુએ ઇશ્વર રૂપ માનીને કહ્યું કે, પ્રત્યક્ષ ઇશ્વરે આવીને સાહાય કરી. કાળા વર્ણના પુરૂષને જોઇને બિંદુ તકરાર કરે છે બિંદુ ઇ૦. પૂરેપૂરૂં ઇ૦—( તરસ લાગવાથી ગળે કાચકી બાઝી છે માટે ).

૬૨ પ્રભુનું ઇ૦—તારે પ્રભુનાં બે રૂપ છે કે એક, એમ વાદ કરવાનું શું કામ છે ? નીલાંબર—બળરામ. ( બન્ને પુરૂષ કાળા હોવાથી આ પ્રશ્ન કર્યો છે ). ગાંડાતણાં ઇ૦—"ગાંડાનાં તે કંઈ ગામ વસતાં હશે ?" અર્થાત્ તું અમારા જેવા ડાહ્યા માણસ ભેગો વસે છે તથાપિ ગાંડોજ છે. પૂછી જોયું—પૂછીજો. ( ત્વરા બતાવવાને આજ્ઞાર્થને ઠામે ભૂતકાળ વાપર્યો છે ).

રજ નથી મારો દોષ, થઇ વાર કાં વડી ? ૬૩
ગયા પથ બતાવીને, પ્રભુ નીરતીર તરી,
ઉતરીએ ચાલ્ય વેગે, શુભ લગ્ન આજ છે;
મિંદુ કહે જાજા મૂર્ખ, હવે કાંઇ બોલીશ ન,
જાણું તને મોટો અમે, પુણ્યકેરી પાજ છે ! !
ઈંદુ કહે પાપિષ્ટ હું, ચાલ્ય ભાઇ ચિંતા ટળી,
ઉતરીએ નદી તીર, થાય જ્યાં ત્યાં કાજ છે;
એમ બન્ને વદતા તે, મહીપાર ગયા ચાલી,
પાણી પીવા મન કર્યું, વપુથી બે વાજ છે ! ! ૬૪
કાંક લાગ્યું ખારૂં અને, કાંક મીઠું લાગ્યું પાણી,
બન્ને જણે પીધું ખૂબ, તૃષા કાંઇ જાય છે ?
નમામાથી કે'ણા મામા, મળી આવે ખરા માને,
તેમ બન્નેને થયું ત્યાં, ઈંદુ ગુણ ગાય છે;
મિંદુ પ્રભુને ન માને, આસ્થાવાન ઈંદુ અતિ,
આવ્યો ઢોળ ચઢી ચાલ્યા, મેલે ભરી કાય છે;
કેટલુંક ગયા જ્યારે, અવનવું લહ્યું ત્યારે,
કવીશ્વર કથે સર્વ, હવે કશું થાય છે. ૬૫

---

૬૩ હતાનો'તા થયા—અંતર્ધાન થઇ ગયા. ૬૪ પથ—રસ્તો. જાણું ઈ૦—( વક્રોક્તિ ). વપુથી ઈ૦—બન્ને જણ શરીરે હેરાન છે.

૬૫ કાંક ઈ૦—( ભરતીનાં પાણી ઉતરી જવાથી ). નમામાથી ઈ૦ —"નમામાથી કે'ણા ( કહેવા માત્ર ) મામા પણ સારા" એવો અર્થ છે. 'કાણા મામા' એવું કેટલાક બોલે છે, તે બરોબર નથી. કેમકે 'કાણા મામા' જો હોય તો પછી 'નમામા' કહેવું ઘટતુંજ નથી; કવિએ મહી નદીનો વાલવોડવાળો ઓવારો વર્ણ્યો હોય એમ લાગેછે. કેમકે ત્યાં આગળ

બાર ચૌદ સોળ અને, અઢાર વર્ષની વય,
એવા બાળ કોળીતણા, મળી આવ્યા વાટમાં;
દીન દ્વિજ દેખી કરી, કને ચાલી આવ્યા તેહ,
વધ્યો એક તેમાંથકી, ધુમરાઇ ઘાટમાં;
આલ્યો ભાંજ સૈ ભાંજ સૈ, તમારી પાંહે દિયોને,
સમજ્યા ન બન્ને કાંઇ, આવિયા ઉચ્ચાટમાં;
એવે એકે આવી માર્યું, ઇંદુકેરા પાદમધ્ય,
આકું અતિ જોરે કરી, પડ્યો ચતાપાટમાં. ૬૬
ઇંદુ પડ્યો જોઇ ઝટ, મિંદુ સર્વ ત્યાગી તર્ત,
મૂઠિયો વાળીને નાઠો, દુંગા કહે ઠીક છે;
બન્નેતણાં લેઇ વસ્ત્ર, ફાડીનાખ્યાં પુસ્તકને,
ચાલી ગયા ચાંપ કરી, વળી દુઃખનીક છે;
તર્ફડે છે ઇંદુ અતિ, મિંદુ મૂકી નાશી ગયો,
અપશુકન થયા ન, નીકળે ન છીંક છે;
કશું જોવા જેવું નથી, કોઇકેરૂં કોઇ નથી,

---

વિશાળ ભાઠું હોઇને તેમાં ઝાડ નથી; ભરતી આવેછે અને ઉતરી ગયા પછી પાર થાય છે; નદીના પાણીવાળા પાત્રમાં પાણી છછરૂ છતાં સામેની ઊંચી કરાડોનો છાયો પડવાથી તે પાણી ગંભીર દેખાયછે તથા પવનની લેહેરોથી ઊછળતું હોવાથી બીહામણું લાગેછે; નદી ઊતરીને ઉત્તરમાં જનારને ઢોળ પણ ત્યાં ચઢવો પડેછે. એની આગળ વાસદને આરે ચોમાસા વિના બહુધા હમેશા પાર અને મીઠું પાણી હોય છે, તથા મુખ તરફ સારોળ અને દેવાણને આરે પાર હોતોજ નથી.

૬૬ ભાંજ સે—ભાંગ છે? પાંહે—પાસે. દિયોને—આપોને! લુંટનારા કોળી વટેમાર્ગુને ભાંગ (તમાકુ) માગવાનું બાહાનું કરી લુંટેછે, એ પ્રસિદ્ધ છે.

એમ ધારી ઊઠચો ઈંદુ, આની બુરી બીક છે. ૬૭

ચલાય ન તોય ચાલે, કરે કશું વાટ માંહી,
જ્યાં ત્યાં ગયો ચાલી તેહ, આવ્યું કને ગામ છે;
જુએ જન જતા ઘણા, પૂછે નવ ઈંદુ કોને,
શકે પ્રાણ ગ્રહે આવી, ઠગ આ સૌ ઠામ છે;
એવે એક હરિભક્ત, તુલસીની માળવાળો–
લહ્યો ત્યારે પૂછ્યું તેને, ગામનું શું નામ છે?
દીન દ્વિજ દેખી કહ્યું, જમકૂઈ નામ આનું,
જાળવીને રે'જો ભાઇ, જપે રામ રામ છે! ૬૮

ઈંદુ વિચારે છે મન, ભય કાંઇ હતો નહિ,
હતો તેહ ગયો ચાલી, બીક હવે શેની છે!
પીડા થાય પાદ મધ્યે, ગમે તેમ રે'વું પડી,
દુભવ્યા મેં ગુરૂદેવ, પીડા આ સૌ તેની છે!
વિચારતો એમ આવ્યો, ગામકેરી ભાગોળમાં,
જન જોઇ પૂછ્યું તેને, અહીં વસ્તી કેની છે?
ઠાકોર વહેસે હઉ, કિમ અલ્યા પૂસે કે'ની,
ધેરોડા હું જાણે નહિ! અવદશા એની છે! ૬૯

---

૬૭ ઠુંગા—લુંટારા. વળી ઈ૦—દુ:ખની નીક વળી. અપશુકન ઈ૦—ઈંદુ વિચારે છે કે આપણને નીકળતી વખતે અપશુકન થયા નથી કે છીંક પણ થઈ નથી.

૬૮ જમકૂઇ ઈ૦—ગામનું નામ. (જમના કૂવા જેવું આ ગામ છે એમ સૂચવવાને એ નામ રાખ્યું છે).

૬૯ ભય—જેને સાચવવા માટે ભય રાખવો પડે એવી વસ્તુ. હતો ઈ૦—અને એવી જે વસ્તુ હતી તે તો લુંટાઈ ગઇ। ઠાકોર—કોળી.

વળી જોઇ બીજો જન, પૂછ્યું ધર્મશાળા છે કૈં,
તેણે કહ્યું ધર્મશલ્યા, સુખીકેરે માથ છે;
ઇંદુ કહે ભાઇ મારે, એક રાત વાસો રે'વું,
ભલું થશે જો બતાવો, સૌને હૃદે નાથ છે;
દયા આવી દિલ તેને, શકે આશ વસ્ત્રતણી,
ધરી કરી બોલ્યો તેહ, સીધો કરી હાથ છે;
અલ્યા મા'દે' માંહે જઇ, પડી રે'ને પાથરો તું,
એમ કહી ગયો ચાલી, સોંઘાનો કો સાથ છે? ૭૦
મહાદેવ મધ્ય જાતાં, લહ્યો મિંદુ જમતો ત્યાં,
હેત આણી ઇંદુવદ્યો, ભાઈ મારો ભાગ છે;
મિંદુ કહે ઠીક થયું, આવી પો'ચ્યો અલ્યા તુંય,
વાટ તારી ઘણી જોઈ, ભલું તારૂં ભાગ્ય છે;
આ ઘડામાં પાણી ભર્યું, સ્નાન કરી લે તું ઝટ,
તારા વિના જમું નહિ, અતિ અનુરાગ છે;
ઇંદુ કહે સત્ય ભ્રાત, કોણ તારા વિના મારૂં,

---

વહેસે—રહેછે. હઉ—સૌ. કિમ ઈ૦—અલ્યા કહેની! તું કેમ પૂછેછે? ધરોડા—હે ગરોડા—બ્રાહ્મણ (તુચ્છકારવાચક). હું ઈ૦—શું તું જાણતો નથી! કવિ કહેછે કે એવી એની અવદશા થઈછે!

૭૦ ધર્મશલ્યા ઈ૦—ધર્મશલ્યા (ધર્મશાળા) તો સુખીને માથે છે! ધર્મશલ્યા (ધર્મ રૂપી પથરો) સુખીને માથે છે, એમ કહીને કવિએ એ ગામના લોકોની અધમતા સૂચવી છે. શકે ઈ૦—કવિ કહેછે કે કાં તો એને દયા આવી તેથી અથવા તેણે પેહેરેલા વસ્ત્રને લેઈ લેવાની આશા ધરી કરીને તે સીધો હાથ કરીને બોલ્યો. મા'દે'—મહાદેવ. સોંઘાનો ઈ૦—ઈંદુ જેવા સોંઘાનો અર્થાત્ કીમત વગરનાનો (પાસે ધનમાલ નહિ હોવાથી) સાથ કોણ કરે?

ભાઇ ભાગી ગયા બેય, મારે મારા પાગ છે. ૭૧
એમ વાતો કરંતા તે, કર્મવિધિ આટોપીને,
જમી ઊઠ્યા બન્ને જણ, વસ્ત્ર ગણ્યાં બેય છે;
મિંદુએ માંડી કહ્યું સૌ, ભિક્ષા માગી લાવ્યો અન્ન,
ભલું અહીં કોઇ નથી, વસે દુષ્ટ જેય છે;
ઇંદુએ વૃત્તાંત કહ્યું, મિંદુ પૂઠ્ય વીત્યું સર્વ,
સૂઇ ગયા બન્ને જણા, વદું થયું તેય છે;
મિંદુ મન મધ્ય શોચ્યે, જીવતો રહ્યો આ શેણે ?
ઘેર જઇ સર્વ કે'શે, મારો તજ્યો એય છે. ૭૨
ફોક ફજેતી તો થાશે, લોકલાજ લાગે ઘણી,
શોક એવો શાંતિ નવ, અર્પતો એકે ઘડી;
મન મધ્ય એમવળી, આવતા વિચાર તેને,
મારા કરતાં એની તો, વાત મનાશે વડી;
વાહવાહ ઉચ્ચરાશે, નિંદાઇશ નકામો હું,
એનો ભાર ભલો વધે, પીડા આવી એ પડી;
વિચાર હું કરૂં નહિ, લેઇ જાઉં અરિ સાથ,
માનહાનિ થશે મારી, અવદશા આ અડી. ૭૩
ભલે ભણ્યો નથી હુંય, તોય મેં અપાર લહ્યું,

---

૭૧ ભાઈ ઈ૦—હે ભાઇ ! મારે કરીને મારા બન્ને પાગ ભાગી ગયા છે !

૭૨ કર્મવિધિ—સંધ્યા વૈશ્વદેવાદિ નિત્યકર્મનો વિધિ. ગણ્યાં—ગણ્યાં ગાંઠ્યાં. મારો ઈ૦—મારો સાથ એણે તજ્યો, એમ ઘેર જઈને કહેશે.

૭૩ મિંદુના દુષ્ટ વિચાર વર્ણ્યે છે: ફોક ઈ૦. અરિ—( ઉપર કહ્યાં તેવાં કારણથી ઇંદુને શત્રુ માન્યો છે માટે ).

મારા જેવો કોઇ જન, રત્નપુરીમાં નથી;
ઝાલું સર્વકેરા કાન, કિંતુ ઇંદુ આગે નવ,
રજ માત્ર ચાલે મારૂં, ઠરે રથીથી રથી !
ભાઇ જેવા અમે બેય, ગુરૂ લોક ગણે જાણય,
છતાં તજ્યો એકલો મેં, કહું કૂડું શું કથી;
વાત એ કરે કદાપિ, ઘેર જઇ ધુમંડીથી,
મિંદુ મને મૂકીગયો, જે કાજે મુઓ મથી. ૭૪
મારાં અને એનાં બન્ને, માતપિતા સ્નેહી ઘણાં,
નિંદશે મને નકામો, ત્યારે હવે શું કરૂં;
ભલે ઘેર જાઉં નહિ, નાશી જાઉં કેંક બીજે,
ઘેર જવે સાર નથી, હેત પ્રીત શે હરૂં;
એક ગ્રામતણા વાસી, વયમાં સમાન બન્ને,
શિષ્ય એક ગુરૂકેરા, વધતો એ ઉચ્ચરૂં ?
ભલે મોત થાય મારૂં, જાઉં નહિ એની સંગ,
અરે હવે કેમ કરૂં, દિલમાં વૃથા ડરૂં ! ૭૫
લાવ્ય એને પૂરો કરૂં, પછે જાઉં ઘેર ચાલી,
પોક મૂકી લોક આગે, ખરો થવાને રડું;
મચર્ડીને મારૂં આજ, વાર કરૂં શેણે વડી,
કાજ કરી જાઉં નાશી, સ્વાર્થસિદ્ધ શે અડું ?

---

૭૪ રત્નપુરી—પાછળ જે માનસપુરી કહી છે તેનું બીજું નામ—મિંદુ અને ઇંદુનું વતન. ગુરૂ ઇ૦—જો કે ગુરૂ અને લોકો અમને બેને ભાઈજેવા ગણે છે. ધુમંડીથી—ગર્વથી. શી વાત કરે તે કહેછેઃ મિંદુ ઇ૦.

૭૫ હેત ઇ૦—પણ ઘેર જઇને સૌની મારાપરની પ્રીતિ ઓછી થાય એમ શું કરવા કરૂં ? મનમાં ભુંડો વિચાર થઈ આવવાથી કહેછેઃ દિલમાં ઇ૦.

મહામોટા મુનિઓએ, આવાં કૃત્ય કર્યાં ઘણાં,
પાપ નથી રજ એમાં, ઘાટ બેઠો શો ઘડું !
કાળું કૃત્ય કરવાને, કાળી રાત કારમી છે,
કોઇ જન જાગે નહિ, છાતી પર હું ચડું ! ૭૬
વિચારીને વિધ વિધ, વાત દૃઢ કરી નાખી,
શલ્યા એક વડી ગ્રહી, નાખું એની ઉપરે;
પછે જાઉં નાશી હુંય, અન્ય રીતે મરાય ન,
વેળા વટી જાય અરે, દિલ કહે શે ડરે !
કોનો મિત્ર કોનો બંધુ, સ્નેહ એમ ત્યાગી કરી,
શિલા શોધવા તે ચાલ્યો, હેત પ્રીત સૌ હરે !
વાયુ વાયાથકી કાંઇ, ખખડે જો પત્ર પડ્યાં,
કંપ થાય કારમો ત્યાં, રામ રામ ઉચ્ચરે ! ૭૭
શિલા શોધી જડે નહિ, અરે હવે કરવું શું,
ઈંદુ મારવો મેં નિશ્ચે, છોડવો ન છેક એ;
શિલા મળી નવ જ્યારે, ત્યારે દૃઢ ધ્યાન ધર્યું,
ગર્દન દબાવી મારૂં, તોડું નવ ટેક એ;
એમ વદી ગયો પાસ, સ્વારથી મા'ક્રૂર થઇ,
સંબંધને ભૂલી ગયો, બ્રાત એકમેક એ;
વ્યર્થ ઢાંકવાને ઊઠ્યો, પૂર્ણ પૂર્ણિમાનો ઈંદુ,

---

૭૬ સ્વાર્થ ઈ૦—સ્વાર્થ સિદ્ધ કરવાને શા માટે અટકી રહું ?
૭૭ મારવાની યુક્તિ વર્ણે છેઃ શલ્યા ઈ૦. ખુનીના મનની નિર્દયતા વર્ણેછેઃ કોનો ઈ૦. ખુનીનું મન કેવું બાયલું થઇ જાયછે તે વર્ણે છેઃ વાયુ ઈ૦. રામ રામ ઈ૦—જો કોઇ દેખે તો તેને હરિભક્ત જાણી ખુનીની શંકા ન લાવે માટે અથવા કંપ શમાવવા માટે હરિ નામ લે.

મારૂં હું મચરડી એને, ભૂલિયો વિવેક એ. ૭૮

મારવાને જાય તડી, વળી અટકી રહે તે,
અરે મેં મરાય કેમ, નક્કી હવે મારવો;
જાણનાર જાણીગયો, અંતરાત્મા મારો આજ,
માટે મૂકવો ન હવે, અરિ શો ઉગારવો !
એમ દ્દઢ કરી મન, કને ચાલી ગયો જેવે,
અનાયાસ ઇંદુ હાલ્યો, વેરી જાણે વારજો;
નાશી ગયો મિંદુ દૂર, અરે હાય જાગી ઊઠ્યો,
કંપતો કાયાની મધ્ય, ભૂલ્યો અર્થ સારવો ! ૭૯

વળી ઉંધી ગયો ઇંદુ, મિંદુ પાસ જઈ ઊભો,
વાયુ અતિ વેગે વાયો, કંપ્યો દુષ્ટ અંગમાં;
કાર્ય ધાર્યું થાય નહિ, મૂર્ખતા મૂકાય નહિ,
ચોટચ તો ચૂકાય નહિ, જીતાય ન જંગમાં;
આખર તે ખર બની, ઉપાડવા ભાર લાગ્યો,
ઉપાડિયો જોત જોતે, આવીન ઉમંગમાં;
ગર્દન પર પાદ મૂકી, મારી પેટ માંહી પાટુ,

---

૭૮ વ્યર્થ ઇ૦—કવિ કહેછે કે જેમ કોઈ પુનમના પૂર્ણ ઇંદુને ઢાંકવાને મેહનત કરે તેમ મિંદુ પણ આ ઇંદુને વ્યર્થ (વિના કારણ) ઢાંકવાને (મૃત્યુ રૂપી પડદાથી) ઊઠ્યો. પૂનમનો ચંદ્ર ઢાંકવાનો પ્રયાસ જેમ વ્યર્થ છે તેમ ઇંદુને મારવાનો અથવા તેની કીર્ત્તિ નાશ કરવાનો પ્રયાસ પણ વ્યર્થ છે, એ વ્યંગ્યાર્થ.

૭૯ ખુનીના મનની અવ્યવસ્થા વર્ણી છે. મારવાને ઇ૦. અનાયાસ—એની મેળે (ઊંઘમાંજ).

ઇંદુ તર્ફડ્યો અતિશે, ખાર વાળ્યો ખંગમાં. ૮૦
ગર્દન દબાઇ ઘણી, લાગી પેટ માંહી પાટુ,
આવી પો'ચી અંત ઘડી, બેશુદ્ધ બની ગયો;
મુખ પર લાત ઘણી, નાકમાં મારી અપાર,
ક્રૂર કર્મ યમ જેવું, કરી તે સુખી થયો !
મુખ અને નાકથકી, રૂધિર ત્યાં વે'વા લાગ્યું.
તોય ઘણો માર માર્યો, મિત્રધર્મ એ લહ્યો ! !
ધિઃક સ્વાર્થ તને ધિઃક, મૂર્ખતા મર્ણથી ભુંડી,
સાષ્ટાંગ છે સો સો તને, દુષ્ટ જીવતો રહ્યો ! ! ૮૧
મુક્કા અને લાત મારી, થાકી ગયો જ્યારે દુષ્ટ,
ત્યારે શાંત થઇ બેઠો, થાક ખાવા કારણે;
જાગ્યું પોતાકેરૂં પાપ, જગાડ્યા અરિ તેણે ત્યાં,
દુઃખ દેવા લાગ્યા તેહ, જુઓ ધ્યાન ધારણે;
આ દિશાથી ખાશે કોક, અરે પોક પડી ક્યહાં,
શકે લોક ધરે મુને, આવી પડું વારણે;
લાવ્ય વે'લો જાઉં નાશી, એમ વદી ઊઠી ચાલ્યો,
ઉતાવળો પળ્યો પંથે, ગયો ગામ બારણે. ૮૨

---

૮૦ ખર ઇ૦—જેમ ખર ( ગધેડો ) ભાર ઉપાડે છે, તેમ આ મિંદુ પણ ખર ( કઠોર ) બનીને પાપ રૂપી ભાર ઉપાડવા લાગ્યો—પોતાના પાપી નિશ્ચયને દૃઢ કરીને ઇંદુને મારવા લાગ્યો. શી રીતે મારવા લાગ્યો તે કહેછેઃ ગર્દન ઇ૦.

૮૧ મિત્રધર્મ ઇ૦—( વક્રોક્તિ ). સ્વાર્થ અને મૂર્ખતાનું આવું પરિણામ થાયછે, એ સમજાવવાને કવિ તેને નિંદે છેઃ ધિઃક ઇ૦.

૮૨ અરિ—( પોતાના મનના વિકાર રૂપ ). ધરે—પકડે. વારણે—અટકાવમાં.

પડધા સ્વપાદકેરા, પડે તેણે ડરે ઘણો,
અરે ! હાય આવ્યો હિંદુ, પકડી પાડયો મને;
છોડાવશે કોણ હવે, મચડીને મારશે એ,
અરે અરે માર્યો ઘણો, કયાંથી આવ્યો એ કને !
હવે કશું કરવું મેં, મૂકય મૂકય હિંદુ મને,
જીવતો જવાદે આજ, થયો જૂઠો હું જને;
મેં તો તને માર્યો નથી, દિલથી ડરાવ્યો નથી,
એવું તેવું વદે મુખ, નાસતો વે'લો વને ! ! ૮૩

પડે અને ઊઠે વળી, અરે ગામ લોકે વાત-
જાણી ઝાલવા સૌ આવ્યા, કહો કશું કરૂં હું !
ભાઇ ! એનો મારનાર, નાશી ગયો નિશ્ચે કેંક,
નથી માર્યો મેં તો એને, દિલ બિચ ડરૂં હું;
એમ ડરતો તે દુષ્ટ, ચાર કોશ ગયો ચાલી,
સવાર થવા જ્યાં આવી, ધાર્યો ભાર ભરૂં હું;
ડર નથી હવે કશો, જાણે નવ કોઇ વાત,
ડરવાનું રહ્યું નથી, મોત આવ્યે મરૂં હું ! ! ૮૪

ગયો ઘર ભણી ચાલી, પૂછતાં પૂછતાં વાટય,
રત્નપુરી પાસ આવ્યો, મળ્યો માત તાતને;
મિંદુ ભણી આવ્યો ભાઇ, લોકે સુણી વાત તેહ,

---

૮૩ ખુનીના મનની ભ્રાંતિ વર્ણેછે: પડધા ઇ૦. ૮૪ ભાઇ ઇ૦—હે ભાઇઓ ! એનો મારનાર તો બીજો છે અને તે કેંક નાશી ગયો ! (ખુનીના મનની અવ્યવસ્થિત સ્થિતિને લીધે તે ભયથી આમતેમ બોલેછે, એમ સૂચવ્યું છે). મોત ઇ૦—હવે મોત આવે ત્યારે જેમ સહુ મરેછે તેમ હું પણ મોત આવ્યે મરીશ; નહિ તો બીજું કાંઇ મારે ડરવાનું કારણ નથી !

પ્રસરી પુરમાં વાત, જાણ થયું જાતને;
જ્યાં ત્યાંથકી લોક આવ્યા, પૂછતા કુશળક્ષેમ,
ભાઇ ભણ્યો વિદ્યા કંઇ, વધારી કે' વાતને;
આનંદનો અર્ણવ ત્યાં, ભરતીવાળો દેખાયે,
હૃદયની જાણે કોણ, ખરીખોટી ખ્યાતને! ૮૫
જે તે લોક આવી ગયા, પૂછી વળ્યા પાછા ઘણા,
મિંદુતણા પિતા વધા, ભાઇ ઇંદુને મળું;
સુખે સર્વ બેસો અહીં, એને મળી આવું અમો,
વાર વડી થશે નહિ, કેવો થયો તે કળું;
એમ વદી ઊઠ્યો તેહ, તદા મિંદુ મુખ વદ્યો,
નથી આવ્યો એ તો તાત, એના દુઃખમાં બળું;
વિઘ્ન વાટ મધ્ય આવ્યું, તેમાં મોત થયું એનું,
મારવા મને સૌ આવ્યા, વેરથી સામો વળું!! ૮૬
એમ મેં વિચારી વાત, અને લઢવા હું ગયો,
મારનાર નાશી ગયા, ધન માલ લેઇને;
રડી થાકી નક્કી રહ્યો, ચાલ્યું નવ કાંઇ મારૂં,
કાષ્ટ ટોળે કરી પછે, આવ્યો દેન દેઇને,
વાત સુણી કંપ્યા સર્વ, અરે હાય! આ શું થયું,
વગોવાયો વૃદ્ધ પિતા, કહું કથા કેઇને,
એવે મિંદુ આવ્યાતણી, વાત ઇંદુપિતાએ ત્યાં,

---

૮૫ ભણી આવ્યો—વિદ્યાભ્યાસ કરીને ઘેર આવ્યો! અર્ણવ—સમુદ્ર. ભરતીવાળો—અર્થાત્ જેવો દેખાવો જોઇએ તે કરતાં ઘણા જળવાળો.

૮૬ સૌ ૯૦—ઇંદુને મારનારા તેને માર્યા પછી મને પણ મારવા આવ્યા.

સુણી કે તે ધાઇ આવ્યો, સગાં સાથ લેઇને. ૮૭

ઓળખીને અનુમાને, મિંદુ હૃદે સાથ ચાંપ્યો,
અરે ભાઇ ઈંદુ કયહાં, વારૂ વે'લા આવિયા;
વૃદ્ધ માતપિતાતણું, દુઃખ ધાર્યું દિલ માંહી,
સર્વેશ્વર કરો સુખી, ભલા સૌને ભાવિયા !
આવતો નથી શો ઈંદુ, કહે ભાઈ ગયો કયાંહી,
તારી સાથ આવ્યો નથી, હેત ઉપજાવિયા;
વૃદ્ધજન વદે ઘણું, ઉત્તર ન આપે કોઇ,
રડવાને લાગ્યો મિંદુ, ફંદ રચ્યા ફાવિયા. ૮૮

વિચાર કરી તે વધો, હું ને ઈંદુ બન્ને જણ,
નિકળ્યા ગુરૂઘરથી, મળવા સ્વજનને;
વળાવિયા ગુરૂદેવ, હેત પ્રીત કરી ઘણી,
પાંશરો પથ લૈ પછે, મુદ કર્યું મનને;
વાટચમાં વીસામા કરી, ચાલતા બે ધીમે ધીમે,
અંગ ઉમંગ અપાર, પટાવતા વનને;
મહીતીર આવ્યા જ્યારે, ત્યારે ઈંદુપિતા વધા,
અરે ભાઇ શું લુંટાયા ? જાહેર છે જનને ! ૮૯

---

૮૭ દેન દેઇને—અગ્નિસંસ્કાર કરીને. વગોવાયો ( કેમકે વૃદ્ધપણે એ-કનું એક સંતાન થયું અને તે પણ નાશ પામ્યું ! ) ૮૮ હેત ઉપજાવિયા—હે હેત ઉપજાવનારા ! ( મિંદુનું વિશેષણ ).

૮૯ મુદ કર્યું—મુદ( હર્ષ )વાળું કર્યું. અથવા મનને મુદ ( હર્ષ ) ઉત્પન્ન કર્યો. ત્યારે ઈં૦—મિંદુની વાતમાં વચમાંજ ઇંદુના પિતા બોલી ઊઠયા. કેમકે મહીના કાંઠાપર ચોર વસેછે એ જાહેર વાત છે. એક શ્લોક પણ છે કે,—

હાય ! મારો ઈંદુ ક્યહાં, મરાયો શું તેની મધ્ય !
વૃદ્ધપણે વગોવ્યો શું, વે'લો વદ્ય આજ તું;
મિંદુ કહે ના ના એવું, અશુભ થયું ન કાંઇ,
વૃદ્ધ કહે વદ્ય વેગે, કરચ આજ કાજ તું;
મિંદુ કહે લુંટી લીધા, વિખુટા પડ્યા પંછે બે,
વૃદ્ધ વસુંધરા પડ્યો, રામને ન રાજતું !
ભાઇ પછે થયું કેમ, રજેરજ માંડી કહે,
લક્ષધા લાગેછે અંગ, વૃદ્ધવપુ લાજતું. ૯૦
મિંદુપિતા ત્યારે વધો, અરે સુત ! શું તું વદે ?
'થયું ઈંદુ મર્ણ' કહ્યું, પૂછિયું પે'લાં અમે;
બદલી તું બોલે કેમ, સુત મારો છે કે નહિ,
ગોષ્ટિ ભેદભરી તારી, દેહ સર્વની દમે !
મિંદુ કંપને દબાવી, જંપને જાળવી લેતો,
સંપનો દાખવે સાજ, ભુંડું એનું સૌ ભમે;
અનુમાન કર્યું મેં તો, જ્યારે અહીં આવી સુણ્યું,

---

"मही महीमंडलगा विभाति, गंगेव गीता सकलैश्च वेदैः
बालोपि चैरस्तरुणोपि चैार, श्चौरं विना न प्रसवन्ति नार्यः॥"

અર્થ—" પૃથ્વીના મંડળમાં મહીનદી શોભે છે તથા સઘળા વેદ તેને ગંગા જેવી વખાણે છે; એમ છતાં પણ તેના કાંઠા ઉપર બાળક અને જુવાન બધાય ચોરજ વસે છે; કિંબહુના, ચોર વગર બીજાને માતાઓ જન્મજ આપતી નથી !

૯૦ હાય ઈ૦—ઉતાવળા ઉતાવળા પ્રશ્ન કરવાથી તથા અનિષ્ટ તર્ક કરવાથી બાપની દીકરા વિષે ઉત્કંઠા વર્ણવી છે. વૃદ્ધ ઇ૦—કવિ કહેછે કે "મારો છોકરો જરૂર મરાયો તેથી આવ્યો નહિ" એવી શંકા દઢ કરીને ઈંદુનો વૃદ્ધ પિતા વસુંધરા ( પૃથ્વી ) ઉપર પડ્યો; કેમકે તેને સુખ આપવું એ રામને મન રાજતું ( શોભતું—ઠીક ) નહિ હોય. લાગે છે—સળગે છે !

કે ઇંદુ આવ્યો ન અત્ર, કરી વાત મેં જમે. ૮૧
કહ્યું મરાયો હશે એ, પણ એવું નથી તાત,
સાથ હતા અમે બન્ને, વિખુટા પડ્યા સુધી;
લીધું એની પાસનું સૌ, પછે હણ્યો ચોર કેમ,
અનુમાન થાય નહિ, દૃષ્ટિએ ચઢ્યા સુધી;
અરે હાય ! કરી પડ્યો, ઇંદુકેરો વૃદ્ધ પિતા,
શીખવેલો શુક ગયો, અંગથી અડ્યા સુધી;
હર્ષ હોય જેણે ઠામ, શોક નાસે ત્યહાંથકી,
આ તો બન્ને થયા ભેળા, લાચાર લડ્યા સુધી. ૮૨
ઉકલે ન એકે વાત, જીવતો રહ્યો હશે એ,
એમ કલ્પના કરે સૌ, વળી ભંગ થાયછે;
એબોલી સુણીને સર્વ, નિંદવા મિંદુને લાગ્યા,

---

૮૧ મિંદુએ પ્રથમ પોતાના બાપને કહ્યું હતું કે ઇંદુ મરાયો, અને અહીં તેમ કહેવાની હિમ્મત ચાલી નહિ તેથી કહ્યું કે 'ના મરાયો નથી, પણ વિખુટા પડ્યા છીએ' આ સાંભળીને મિંદુના પિતાને સંદેહ થઇ આવવાથી તે પોતાના પુત્રને કહે છે: મિંદુપિતા ઇ૦. કંપને—પોતે કરેલું પાપ રખે કોઈ જાણી જશે એવા ભયથી ઉપજેલા કંપને. ભુંડું ઇ૦—કે જેથી એનું સહુ ભુંડું કૃત્ય ભમે—બદલાઈ જાય. કરી વાત ઇ૦—મેં એમ માની લીધું કે ઇંદુ મૂઓ હશે.

૮૨ જ્યારે ઇંદુ ઘેર ન આવ્યો ત્યારે તેં એમ અનુમાન કર્યું કે ઇંદુ મરાયો હશે, ત્યારે હવે તું એવું અનુમાન શા ઉપરથી કરેછે કે ઇંદુ મરાયો નથી ? એવી શંકા દૂર કરવાને મિંદુ કહે છે: લીધું ઇ૦. બે પરસ્પર વિરોધી અનુમાન કરીને હવે અનુમાન કરવું શક્ય નથી એમ કહેછે: અનુમાન ઇ૦. અંગથી અડ્યા સુધી—અર્થાત્ હાથમાં આવેલો. લાચાર ઇ૦—હવે હર્ષ અને શોક એ બે લડી રહે અને એમાંથી એકનો જય પરાજય જાણવામાં આવે ત્યાં સુધી. લાચાર—લાઇલાજ છીએ. અર્થાત્ ઇંદુ મૂઓ કે જીવતો છે એ નક્કી થયા વિના હર્ષ શોકની લઢાઇ મટે નહિ.

ગભરાયો કોઇ કહે, ખરેખરૂં ગાય છે;
અર્ધપક્ષ ખરૂં માને, માને અર્ધપક્ષ જૂઠું,
કોઇ કહે માર્યો એણે, વાયુ એવો વાય છે;
નિર્ણય કરાય નવ, અનુમાન કરે ઘણા,
ઇંદુપિતા વધ્યો ત્યારે, ભાઇ ! સાથ જાય છે ! ૯૩
મિંદુ કહે મને ઘણી, બીક લાગે જાતાં પિતા,
અધુના હું આવું નહિ, માસ બે કહું ખરૂં;
ઇંદુપિતા વધ્યો ત્યારે, અમો તારી સાથ આવું,
ભયને ભગાડી દેઉં, અસત્ય ન ઉચ્ચરૂં;
માને નવ મિંદુ તોય, વે'મ વધે તેમ તેમ,
પડી ગયું કાળું મુખ, બયાન આગે કરૂં;
ચાલી ગામ માંહી વાત, ઈંદુને મિંદુએ માર્યો,
માને નવ માને કોઇ, હેત થાય શો પરૂં ! ૯૪
આગ્રહ કર્યો અપાર, મિંદુને તો સાથ લેવા,
હકાર ન કહ્યો તેણે, કાળું મુખ તો થયું;
મિંદુકેશ પિતાએ ત્યાં, સમજાવ્યો સુત ઘણો,
તેનું પણ માન્યું નહિ, વધ્યું વાટચમાં વહ્યું;
મિંદુ ના ના કહે જેમ, તેમ વે'મ દઢ થાય,
ઈંદુપિતા ઊઠયો પછે, લા'ણ જ્યારે ના લહ્યું;

---

૯૩ ભાઇ ઇ૦—જો તું લુંટાવાની જગોએ સાથે જાય તો હું તપાસ કરવાને માણસો મોકલું.

૯૪ માને ઇ૦—કેટલાક જે મિંદુનો ગભરાટ, તેનું કાળું પડી જતું મુખ, તેની બે પ્રકારની હકીકત, અને તેની સાથે જવાની આનાકાની, એ સર્વેથી મિંદુએ ઈંદુને માર્યો એમ માને છે; અને કેટલાક તેનું ઈંદુ ઉપરનું હેત વિચારીને માનતા નથી !

મિંદુતણો બાપ કહે, મારું રહે એકલો તું,
અમો વૃદ્ધ સાથ વળું, હતું શું ને શું ગયું ? ૯૫
મિંદુએ ઉત્તર નવ, એવું સુણ્યું તોયે આપ્યો,
તેનો પિતા ઊઠ્યો તર્ત, રનાડીને મળ્યો જઈ;
ચાલો શોધવાને જઈએ, વાર વડી કરો શાણુ ?
માને નવ મૂર્ખસુત, થાક્યો બોધ હું દઈ;
વેર વશ્યું તેના પર, બોલે નવ સીધું કોઇ,
સાચી જૂઠી વાત ચાલી, મેંપર કોએ કહી;
માન્યું નવ કોઇતણું, શોધવા ગયા તે સાથે,
ભૃગુક્ષેત્ર ભણી વળ્યા, વાટમાં આવી મહી. ૯૬
ભાળી મહી ભવાબ્ધિશી, મહાત્મ્યવાળું અતિશે,
કાળું ભંમર છે પાણી, ભ્રષ્ટ કરનાર હા !
સાધુને અસાધુ કરે, કરે દાતાને અદાતા,
અચૌરને ચૌર કરે, કોણ તરનાર હા !
ભલાકેરી ભલાઇને, બૂરાડી દે બૂરાઈમાં,
ચૌરતાઇ ચાંપે ચિત્ત, ભુંડું ભરનાર હા !
ભૂલાવે છે ભણેલાને, દુલાવે છે ડાહ્યાંને એ,
મૂલાવે છે મૌલ્યવાન, છે કો તરનાર હા ! ૯૭
એવી મહીતીર આવ્યા, વૃદ્ધ વળી મિત્ર બન્ને,

---

૯૫ હકાર—'હા' 'શબ્દ. લા'ણ ઇ૦—જ્યારે મિંદુને સાથે લેવામાં સફળ ન થયો ત્યારે. અમો ઈ૦—અમે બન્ને વૃદ્ધ સાથે વળું ( જઇએ-છીએ ).

૯૬ કોએ—કોઇએ. ૯૭ ભવાબ્ધિશી—સંસારરૂપી સાગર જેવી. ચૌરતાઇ—ચોરપણું. મૂલાવે છે—મૂલ્ય કરી દે છે. અર્થાત્ હલકી કીમતનો કરી દે છે.

ભૂલ્યા ભલો સ્નેહ તર્ત, લાગ્યા વૈર દાખવા;
બલ્યા તારા સુતે મારો, માણીગર માર્યો પૂત,
ઘાત કરૂં તારો આંહી, વૈરવન્હિ નાખવા;
કોણ મિત્ર ગણે તને, વિષકુંભ ભરેલાશા,
ઉપર આચ્છાદ્યું પય, ચોટચ દેને ચાખવા;
વદી એમ વયોવૃદ્ધ, દોડયો મારવાને વેગે,
મિંદુપિતા સામો થયો, રહ્યો પ્રેમ પાખવા. ૯૮

સજ્જન આગે ન ચાલે, દુર્ગુણ કે દુષ્ટ સ્થાન,
સામા થતા સમજ્યા બે, અખંડિત સ્નેહ છે;
સગાવા'લા અન્ય મળી, સમજાવે સાચી વાત,
જૂઠી જડાવી દે કોક, ખરો વૈરી એહ છે;
સમાધાન થયું જ્યાં ત્યાં, ઉતર્યા કોતર મધ્યે,
કોળી કારમા ત્યાં મળ્યા, મહીભક્ત જેહ છે;
આઠ દશ જન હતા, શોધ કરનાર સાચા,
દ્વય કોળીએ તમાચા, મારિયા ઉજેહ છે. ૯૯

હાકેટીને લીધાં વસ્ત્ર, શસ્ત્ર અસ્ત્ર સાથ નહિ;
મારો મારો મુખ વદી, દ્વિજને ડરાવિયા;
લીધાં જૂનાંપૂનાં વસ્ત્ર, તુમડી દોરી ને છરી,
ચીકટો ચીકટવાળો, લેઇને ભમાવિયા;

---

૯૮ વિષકુંભ ઇ૦—વિષથી ભરેલા ઘડા જેવા ! પાખવા—પરખવા. અર્થાત્ તે બેની વચ્ચે જે પ્રેમ હતો તે તો હવે પરખવાનો રહ્યો.

૯૯ મહીભક્ત—મહીનદીના ભક્ત. અર્થાત્ ખરેખરા લુંટારા. દ્વય—બે. ઉજેહ છે—પ્રકાશ છે—અર્થાત્ ઊઘાડપણે તમાચા માર્યા. અથવા ધોળે-દહાડે ધોલો મારીને લુંટી લીધા.

ઘસિયાની ગાંસડી ને, લાકડી લીધી સંઘાતે,
લેઇ ચાલી ગયા ચોર, ત્રાસ ઉપજાવિયા;
જન્મતાં જેવું સ્વરૂપ, હતું તેવું થયું કોનું,
કોક તો વેરાગી બન્યા, ફંદમાંહી ફાવિયા. ૧૦૦
શરમાયા નાશી છૂટયા, અસ્તોવ્યસ્ત થયા એમ,
શોધવાનું શોધી રહ્યા, ગયા ઘેર દુઃખથી;
ઈંદુકેરા પિતાએ ત્યાં, વૈરવાત મૂકી પડી,
બિંદુશુ મીઠાશ ધરી, વાત પૂછી મુખથી;
ખરી વાત ભાઇ કહે, હવે સુત મારો તુંય,
તારી વાત માનું સર્વ, સમ ખાઉં સુખથી;
ત્યારે વદ્યો બિંદુ તર્ત, સુણો પિતા સાચું કહું,
ભેદ નવ ભણ્યો હુંય, રાજ્ય તજું રૂખથી. ૧૦૧
ઈંદુકેરા પિતા તમે, માનતો નથી હું રજ,
મારા પિતા ગણું સત્ય, ઇંદુ બિંદુ એક છે;
સ્મર્ણ તજો તેનું તમે, તે તો નાશી ગયો નક્કી,
ભણવાને ભલી વિદ્યા, તન ધર્યો ટેક છે;
નારદ કે શારદશો, પંડિત બનું હું પૂરો,
ત્યારે ઘેર આવું નક્કી, વપુએ વિવેક છે;
એમ કહી ગયો ચાલી, દક્ષિણ દિશાએ વળ્યો,

---

૧૦૦ ચીકટો— શણિયું — શણનું વસ્ત્ર. ચીકટવાળો—ઘી તેલ વગેરેના ડાઘવાળો. ઘસિયાની—બાજરીના લોટનું બનાવેલું ભાથું. જન્મતાં ઇ૦—અર્થાત્ નાગાપૂગા કરી મૂકયા. વેરાગી બન્યા— લંગોટી માત્ર અંગ ઢાંકવાને રહી.

૧૦૧ શરમાયા—( એકબીજાથી ). શોધવાનું ઇ૦—ઇંદુને શોધવાની વાત પડી મૂકી. ભેદ ઇ૦—હું છળકપટની વાત સમજતો નથી.

આવશે જરૂર એ તો, વાણી વતરેક છે. ૧૦૨
મને સમ દીધા ઘણા, માટે હું અસત્ય વદ્યો,
દયા દિલ આવી ત્યારે, કહી ખરી વાત છે;
શાંત થઇ સ્મરો પ્રભુ, વેગે વળી આવશે એ,
વિદ્યાવાન થઇ પૂરો, પંડિત પ્રખ્યાત છે;
વિસ્તરી ગઇ તે વાત, વાહે વાહે વદે લોક,
બ્રાહ્મણનું શસ્ત્ર વિદ્યા, દ્વિજની શી જાત છે;
મિંદુને વખાણે કોક, નિંદે કોક તેને વળી,
તજી આવ્યો સ્નેહી શેણે, વૃદ્ધ જેનો તાત છે ! ૧૦૩
કોક કહે કાંઇ અને, કોક કાંઇ કરે વાત,
તથાપિ થયું ત્યાં એમ, સુણો સુણનાર છે;
રૂપાંતર કર્યાથકી, મિંદુ દોષમુક્ત હવો,
આશા ત્યાં બંધાઈ મોટી, દુષ્ટ ડરનાર છે;

---

૧૦૨ શારદશો—સરસ્વતી જેવો. વપુ—શરીર. દક્ષિણ ઈ૦—દક્ષિણ દિશાએ વળ્યો ( જમપુરી તે તરફ હોવાથી ). એ મર્મ ભરેલી વાણી કહી, પણ સાંભળનારા એમ જાણે કે ભરૂચથી દક્ષિણમાં ગયો હશે. વાણી વતરેક છે—એ જરૂર આવશે, એ વાત તો વાણીથી બાહારની છે: આવશે, એમાં તો કહેવાનુંજ શું છે. અર્થાત્ જરૂર આવશે એમ સાંભળનારા સમજે છે, અને મિંદુ પોતાના મનથી એમ કહે છે કે, એ આવશે, એમ તો કહેવાયજ નહિ. આ મનહરમાં 'ઈંદુ આવશે' એવો અર્થ સાંભળનારા સમજે, અને 'નહિ આવે' એમ મિંદુ મનથી ધારીને કહે છે, એવી દ્વિઅર્થ ઉક્તિ છે. જેમ, તમે હવે ઈંદુના પિતા છો એમ હું રજે માનતો નથી; અર્થાત્ ઈંદુ હવે તમારો છોકરો નથી ( મરી ગયો તેથી ). હું મારા પિતાને સાચા ગણુંછું. ( તેનો હું જીવતો પુત્ર છું માટે ). હવે ઈંદુ અને મિંદુ એમાં હું એકજ છું તમે તેને સંભારવાનું પડતું મૂકો ( તે અલભ્ય હોવાથી ). તે તો ભલી વિદ્યા ભણવાને નાશી ગયો ( મરી ગયો ), ઇત્યાદિ. ૧૦૩ વિસ્તરી ગઇ—પસરી ગઇ.

છે સદ્ગુણ શીખવાના, દુર્ગુણ ન શીખવાના,
સારો થઇ પડ્યો દુષ્ટ, અર્થ સરનાર છે;
વાહ વાહ વદાઇ ગૈ, પંડિતાઇ પૂર પાખી,
યજ્ઞયાગ માંહી તેડે, ભુંડું ભરનાર છે. ૧૦૪

રત્નપુરીકેરો રાય, રત્નસિંહ નામધારી,
યજ્ઞયાગ કરે ઘણા, તેડ્યો તેણે દ્વિજને;
મિંદુને ત્યાં માન આપ્યું, મખાચાર્ય નીમી મોટો,
યજ્ઞ કરાવા તે લાગ્યો, શઠ્યે ધરી રીઝને;
મૂર્ખ માનવંત હોય, સર્વમાં હકાર ભણે,
ખરું ખોટું જાણ્યા વિણ, વાવવા લે બીજને;
પ્રશંસાથી પ્રૌઢ બની, જાણ્યા વિણ કર્યો જગ્ન,
અવળો આરંભ કરી, ગુમાવી પતીજને. ૧૦૫

દોડખાંનું ઉપનામ, લાગુ પડ્યું હતું જાણ,
દ્વિજદેવ ફીટયા હતા, તેમણે કર્યું કશું;
મળ્યા રાયને જઇ સૌ, કહ્યું મૂર્ખ મિંદુ છેક,
જજ્ઞ રીત જાણે નહિ, વ્યર્થ થાયછે વસુ;
કરે વાદ સભા ભરી, ખરેખર ખોટું થાય,
જીવાડવા જીતે તેહ, અસત્યે ન ઉલ્લસું;
રાય કહે વારૂ એમ, સટ લેઇ સભા ભરો,
પ્રભા પંડિતની ભાળું, ખંતથી શેણે ખસું ? ૧૦૬

---

રેના. ૧૦૪ દુષ્ટ ઈ૦—કવિ કહેછે કે, પણ તેમાં આખરે દુષ્ટ ડરનાર છે.
ઘ૦—પ્ર૦—પણ તેથી આખરે શું તેનો અર્થ સરનાર છે? ભુંડું—પણ
ઢાંકવાને, ભુંડું (પાપનો ભાર) ભરનાર છે અથવા બીજાનું ભુંડું કરનારો છે.
પાચાર્ય—યજ્ઞનો આચાર્ય. પતીજ—આબરૂ.

૧૦૧ દોડખાં ઈ૦—જેમને દોડખાં (દોરખાં) એવું ઉપનામ લાગુ
વાત પડી મૂકી.

આવશે જરૂર એ તો, વાણી વતરેક છે. ૧૦૨
મને સમ દીધા ઘણા, માટે હું અસત્ય વદ્યો,
દયા દિલ આવી ત્યારે, કહી ખરી વાત છે;
શાંત થઇ સ્મરો પ્રભુ, વેગે વળી આવશે એ,
વિદ્યાવાન થઇ પૂરો, પંડિત પ્રખ્યાત છે;
વિસ્તરી ગઇ તે વાત, વાહ વાહ વદે લોક,
બ્રાહ્મણનું શસ્ત્ર વિદ્યા, દ્વિજની શી જાત છે;
મિંદુને વખાણે કોક, નિંદે કોક તેને વળી,
તજી આવ્યો સ્નેહી શેણે, વૃદ્ધ જેનો તાત છે! ૧૦૩
કોક કહે કાંઇ અને, કોક કાંઇ કરે વાત,
તથાપિ થયું ત્યાં એમ, સુણો સુણનાર છે;
રૂપાંતર કર્યાથકી, મિંદુ દોષમુક્ત હવો,
આશા ત્યાં બંધાઈ મોટી, દુષ્ટ ડરનાર છે;

---

૧૦૨ શારદશો—સરસ્વતી જેવો. વપુ—શરીર. દક્ષિણ ઈ૦—દક્ષિણ દિશાએ વળ્યો ( જમપુરી તે તરફ હોવાથી ). એ મર્મ ભરેલી વાણી કહી, પણ સાંભળનારા એમ જાણે કે ભરૂચથી દક્ષિણમાં ગયો હશે. વાણી વતરેક છે—એ જરૂર આવશે, એ વાત તો વાણીથી બાહારની છે: આવશે, એમાં તો કહેવાતુંજ શું છે. અર્થાત્ જરૂર આવશે એમ સાંભળનારા સમજે છે, અને મિંદુ પોતાના મનથી એમ કહે છે કે, એ આવશે, એમ તો કહેવાયજ નહિ. આ મનહરમાં 'ઇંદુ આવશે' એવો અર્થ સાંભળનારા સમજે, અને 'નહિ આવે' એમ મિંદુ મનથી ધારીને કહે છે, એવી દ્વિઅર્થ ઉક્તિ છે. જેમ, તમે હવે ઇંદુના પિતા છો એમ હું રજે માનતો નથી; અર્થા ઇંદુ હવે તમારો છોકરો નથી ( મરી ગયો તેથી ). હું મારા પિતાને ર ગણુંછું. ( તેનો હું જીવતો પુત્ર છું માટે ). હવે ઇંદુ અને મિંદુ હું એકજ છું તમે તેને સંભારવાનું પડચું મૂકો ( તે અલભ્ય હે તે તો ભલી વિદ્યા ભણવાને નાશી ગયો ( મરી ગયો ), ઇત્યાદિ. રતરી ગઇ—પસરી ગઇ.

ી. ૧૦૮
્યનને ક્યારે
પણ માની

છે સદ્‌ગુણ શીખવાના, દુર્ગુણ ન શીખવાતા,
સારો થઇ પડ્યો દુષ્ટ, અર્થ સરનાર છે;
વાહ વાહ વદાઇ ગૈ, પંડિતાઇ પૂર વાધી,
યજ્ઞયાગ માંહી તેડે, ભુંડું ભરનાર છે. ૧૦૪

રત્નપુરીકેરો રાય, રત્નસિંહ નામધારી,
યજ્ઞયાગ કરે ઘણા, તેડ્યો તેણે દ્વિજને;
મિંઢુને ત્યાં માન આપ્યું, મખાચાર્ય નીમી મોટો,
યજ્ઞ કરાવા તે લાગ્યો, રાડ્યે ધરી રીઝને;
મૂર્ખ માનવંત હોય, સર્વમાં હકાર ભણે,
ખરૂં ખોટું જાણ્યા વિણ, વાવવા લે બીજને;
પ્રશંસાથી પ્રૌઢ બની, જાણ્યા વિણ કર્યો જગ્ન,
અવળો આરંભ કરી, ગુમાવી પતીજને. ૧૦૫

દોડખાંનું ઉપનામ, લાગુ પડ્યું હતું જાણ,
દ્વિજદેવ ક્રોટ્યા હતા, તેમણે કર્યું કશું;
મળ્યા રાયને જઇ સૌ, કહ્યું મૂર્ખ મિંઢુ છેક,
જગ્ન રીત જાણે નહિ, વ્યર્થ થાયછે વસુ;
કરે વાદ સભા ભરી, ખરેખર ખોટું થાય,
જીવાડવા જીતે તેહ, અસત્યે ન ઉલ્લસું;
રાય કહે વારૂ એમ, સટ લેઈ સભા ભરો,
પ્રભા પંડિતની ભાળું, ખંતથી શોણે ખસું ? ૧૦૬

---

રેના ૧૦૪ દુષ્ટ ઇ૦—કવિ કહેછે કે, પણ તેમાં આખરે દુષ્ટ ડરનાર છે.
ઇ૦—ઇ૦—પણ તેથી આખરે શું તેનો અર્થ સરનાર છે? ભુંડું—પણ
હાંકવાને ભુંડું (પાપનો ભાર)ભરનાર છે અથવા બીજાનું ભુંડું કરનારો છે.
મખાચાર્ય—યજ્ઞનો આચાર્ય. પતીજ—આબરૂ.

૧૦૧ દોડખાં ઇ૦—જેમને દોડખાં (દોરખાં) એવું ઉપનામ લાગું
વાત પડી મૂકી.

પુરમાં પીટાઈ ઢાંડી, કરો વાદ મિંદુ સંગે,
વિપ્ર પુરકેરા સર્વ, સત્ય વાત કારણે;
ખરા ઠરે દ્વિજ સર્વ, મિંદુને હું તજું તદા,
મિંદુ દેવ ખરા ઠરે, યજ્ઞ ધ્યાન ધારણે;
રાજગુરૂસ્થાને સ્થાપું, દેશવટે કાઢું દ્વિજ,
મિંદુ હારે કાઢું એને, સત્યવાત કારણે;
વાહવા' વદાઇ વાત, નક્કી દિન કર્યો પછે,
મુઆ સમ બન્યો મિંદુ, વિપ્રતણે વારણે. ૧૦૭
પશ્ચાતાપ પૂર્ણ કરે, મિંદુ મહારાજ મોટા,
અરે હાય ! કેમ થશે, બ્રહ્માક્ષર ભણ્યા ક્યાં ?
અરે ઈંદુ સા'ય થાત, તેને મારી નાખ્યો મેંય,
હવે કરૂં કેમ હુંય, અવગુણ ગણ્યા ક્યાં!
દ્વિજ સાથે વૈર કર્યું, દેશવટો લેવાકાજ,
મારૂં પાપ મારે મુને, સત્ય બોલ શણ્યા ક્યાં !
ભવિષ્યમાં ભલું હતું, જાણી જોઇ ટાળ્યું તેહ,
ભણ્યા નવ ભળ્યા નવ, વારૂ વેણ વણ્યા ક્યાં. ૧૦૮

---

પડયું હતું એવા દ્વિજદેવ રીટયા હતા (મિંદુના વિરોધી થયા હતા) તેમણે શું કર્યું તે હું કહુંછું. જીવાડવા ઇ૰—બ્રાહ્મણો રાજાને કહેછે કે જે જીતે તેને જીવતા રાખવા. અર્થાત્ હારે તેને મારવા. **અર્થાપત્તિ અલંકાર.** પ્રભા—કાંતિ—તેજ. ખંતથી ઇ૰—હું ખંત રાખવાથી શામાટે ખસું ?—શામાટે ખંત ન રાખું ?

૧૦૭ વિપ્રતણે ઇ૰— બ્રાહ્મણોએ અટકાવી રાખ્યો તેથી. ૧૦૮ ભળ્યા નવ—સંપ કરીને ન રહ્યા. વારૂ ઇ૰—સારાં વચનને ક્યારે વીણી લીધાં છે? અર્થાત્ મેં કોઈની સારી શીખામણ પણ માની નથી.

વૃદ્ધમાત પિતા શોચે, બિંદુ મૂઢ મરડી કે',
જુઓ જીતી આવું તાત, દ્વિજના શા ભાર છે;
ગણું નવ ગણતીમાં, સમજાવું શારદાને,
જીતી આવું જુઓ કેવો, વા'ણું થાતાં વાર છે;
વડી વાત એવી કરે, ઘડી આવી પડી તેવે,
અડી ચોટય પાપકેરી, કેવો નિરધાર છે;
પ્રાતઃકાળ થયો જ્યારે, તેડું નૃપતણું ત્યારે,
માનસાથ બિંદુઘર, આવિયું તે વાર છે. ૧૦૯
મહારાજ બની બિંદુ, પાઘ વડી ધારી શિર,
સીધાવ્યો સભાની મધ્ય, જાણી વાત સ્વલ્પ છે;
ગયો ગુણવાન બની, રાયે સનમાન કર્યું,
એક બાજુ બેઠા દ્વિજ, જાણે સર્વ અલ્પ છે;
બિંદુ વદ્યો મુખ પછે, પ્રશ્ન પે'લો કરે કોણ?
ગુરૂકુળ સેવ્યું અમે, કેટલાક કલ્પ છે;
દાવમાં દબાય કોક, કોક સામા થાય તર્ત,
પૂછે રાય કહે તેહ, કશું ઝાઝે જલ્પ છે. ૧૧૦
રાય કહે દ્વિજ સર્વ, પેરે કરો પે'લો પ્રશ્ન,
ન્યાયશાસ્ત્રતણી નીતે, કોનો પૂર્વપક્ષ છે;
દ્વિજ કહે વારૂ એમ, પૂછું છું અમો પહેલા,
કહો બિંદુ દેવ મોટા, મખ આ પ્રત્યક્ષ છે;
નામ તેનું કહો આજ, પછે અન્ય પ્રશ્ન કરૂં,

---

૧૧૦ ગુરૂકુળ ઈ૦—અમે કેટલાક કલ્પસુધી ગુરૂનું કુળ સેવ્યું છે—ઘણાંક વર્ષસુધી ગુરૂને ઘેર રહીને અભ્યાસ કર્યોછે. પૂછે ઇ૦—જેને રાજા કહે તે પેહેલા પૂછે. કશું ઈ૦—બહુ લવારો કરવાથી શું થવાનું છે? જલ્પ—લવારો.

પૂછવાનુ બીજું નથી, મળ્યા સર્વ દક્ષ છે;
મિંદુ મનમાં વિચાર, કરવા લાગ્યો તે ઘડી,
કેમ કરૂં હવે હુંય, ઢળી બેય ચક્ષ છે! ૧૧૧
મૂર્ખને સભા છે એવી, પંડિતનું એ તો સ્થાન,
ગભરાયો ઘણો મિંદુ, અરે હાય શું થશે!
વધો નવ વાણી મુખ, શુંડમુંડ થઇ ગયો,
હોશકોશ ઉડી ગયા, વેર અંગમાં વસે;
મિંદુકેરો પક્ષ સર્વ, દીનદશાવાન હવો,
દુશ્મિનનો પક્ષ સર્વ, અધર બેમાં હસે;
વાર વધુ થઇ જ્યારે, ત્યારે રાય વધો તાણી,
મિંદુદેવ વે'લા વદો, તવ તો ખોટું ખસે!! ૧૧૨
ઇષ્ટ મિત્ર શિષ્ટ સેવ્યો, ભાવે કભાવે જો ભલો,
ગુરૂકુલ સેવ તેવી, સેવી વર્ષ ઘણાં છે;
તેથકી બોલિયો મિંદુ, સમાધાન થાય જેમ,
મુખબંધ બને બધા, દુષ્ટમાં શી મણા છે!
સુણો રાય સાચી વાત, એકલો પડયો હું હવે,
માટે કરૂં ન ઉચ્ચાર, માન તોલતણાં છે;

---

૧૧૧ પૂર્વપક્ષ ઇ૦—અર્થાત્ કોણ પૂર્વપક્ષ કરે છે? પ્રશ્ન કરે છે: મખ ઇ૦—આ મખ (યજ્ઞ) પ્રત્યક્ષ છે તેનું નામ કહો. નામ પૂછવામાં એવો હેતુ કે જો કોઇ પણ નામ આપે તો તે સશાસ્ત્ર કે અશાસ્ત્ર ઠરાવી શકાય. અને જો સશાસ્ત્ર નામ નીકળે તો તેનો વિધિ તે શાસ્ત્ર પ્રમાણે હોવો જોઈએ, મિંદુએ કરાવ્યો નથી, માટે મિંદુ મૂર્ખ ઠરી શકે. પણ આ તો નામ કહેવામાંજ અટકયો!

૧૧૨ શુંડ મુંડ—('શૂન્યમૂન્ય' ઉપરથી). અધર ઈ૦—બે હોઠની વચ્ચે હસેછે—(જય થવાથી). તવ ઈ૦—જો તમે વેહેલા બોલો તો તો ખોટું ખસે—તમે દેશવટામાંથી બચો.

મારા ગુરૂ પાસ જઇ, બોલાવી હું આવું તર્ત,
ન્યાય કરાવું પછે હું, ભલે મળ્યા ઘણા છે. ૧૧૩
કહ્યા યક્ષકેરૂં નામ, ખરેખરૂં વદું આમ,
સર્વ મળી ખોટું કહે, ત્યારે કરવું કશું ?
ખરી વાત મારી સર્વ, પલકમાંહી મારી જાય,
વાર નવ વધુ થાય, ક્યાં ગજ ને ક્યાં તસું;
સમજી ગયો નૃપાળ, માલવના મિંદુ દ્વિજ,
વધો તોય મુખે આમ, વારૂ મનમાં વસ્યું;
કહો દિન કેટલામાં, આવશો તમે ભૂદેવ,
મિંદુ મુખ વધ્યો ત્યારે, અંગ માંહી ઉલ્લસું ! ! ૧૧૪
રાય આજ્ઞા જવાકેરી, હોંસ ધરી આપે જ્યારે,
ત્યારે હું બે માસ મધ્ય, નક્કી આવું જાણ જો;
રાય કહે વારૂ એમ, વેગે જઇ આવો તમે,
દ્વિજ હસતા તમામ, વિપ્ર આ વખાણ જો;
"ડાચાં તે તો સાચાં" ભૂલ્યા, "પોથાં થોથાં" કર્યાં પે'લાં,
માન્ય કરી ભૂપે વાત, પેર આ પ્રમાણ જો;
ડરે કોક દિલ મધ્ય, આવશે એના ગુરૂ જો,
થશે ફજેતાઇ ફોક, વો'રવી એ હાણ જો. ૧૧૫
કેટલાક થાય રાજી, ગાજી વદે મડી મૂછ,

---

૧૧૩ મિંદુ ઉત્તર આપેછે: હું એકલો એક પાસે અને બીજા બધા વિરૂદ્ધ પાસે છે માટે અમારા વાદમાં તટસ્થ કોઇ રહ્યો નથી, તેથી હું બોલતો નથી.

૧૧૪ ઉલ્લસું—ઉલ્લાસ પામું. ( મોતની અણી ચૂક્યાથી ). ૧૧૫ ડાચાં ઈ૦—બ્રાહ્મણો "ડાચાં તે તો સાચાં" એ કહેવત ભૂલીગયા અને "પોથાં થોથાં" આગળ કર્યાં.

પાજી છૂટે નાશી એહ, કાંટો એ કપાયોછે;
વધ્યા સભાથકી દ્વિજ, વારૂ વેગે આવો જઇ,
યજ્ઞકાર્યે રે' અધૂરૂં, જાપ જ્યાં જપાયો છે;
મિંદુ કહે આવ્યો વેગે, એક માસમાં હું નક્કી,
જુઓ પછે થાય કેમ, માર્ગ સૌ મપાયો છે;
ત્રાહિત કરે પરીક્ષા, શિક્ષા નવ સહે કોઈ,
નિરીક્ષાનો કરનાર, છતમાં છપાયો છે. ૧૧૬

મંદ હશી ઘાણા કહે, વારૂ વારૂ કરો એમ,
મિંદુ ઊઠી ચાલ્યા જ્યારે, ત્યારે દ્વિજ બોલિયો;
આવશો કે નહિ ભાઈ, આવવાનું ધ્યાન ધરો,
તો તો તમે આવો વે'લા, તોલ સૌએ તોલિયો;
આહાહા શા દ્વિજદેવ, ઠાઠમાઠ ભર્યો દીસે,
જાણે પૂઠ પાદશા'ની, સુણી સાથ ડોલિયો;
જોતાજોતામાંહી ગયો. વિસર્જન થઇ સભા,
રાય ઊઠી ગયો પછે, પડદો ન ખોલિયો. ૧૧૭

વાટે જતાં વિપ્ર વદે, મૂર્ખ એ કે'વાય કેમ ?
જુગતું જોડીને વધ્યો, ગમી વાત રાયને;
બીજો દ્વિજ કહે ત્યારે, એને ડાહ્યો કહે કોણ ?
પાષાણ પડયો શૃંગાર્યો, લહો લોક ન્યાયને;

---

૧૧૬ નિરીક્ષા ઇ૦—હું જે નિરીક્ષાના કરનારને (જોનારને) બોલાવી લાવું છું તે છતમાં છપાયો છે—વિદ્યાની છતને માટે પ્રસિદ્ધ છે.

૧૧૭ જાણે ઇ૦—'પૂઠ પાદશાહની' (પાદશાહની પણ પૂઠે નિંદા થાય), એમ સહુ જાણે છે. પણ તે ઉપરથી કાંઇ તેની મોટાઇ શું ઓછી થઇ જાય છે? તેમજ બીજા બ્રાહ્મણો પાછળ નિંદા કરતા રહ્યા તેમની દરકાર કર્યા વિના મિંદુ ઠાઠમાઠથી સભા છોડી ચાલી નીકળ્યો.

કહે કોક હવે એ તો, આવવાનો નકી નથી,
એણે બચાવી છે ઠીક, કાચીકટ કાયને;
કોક કહે એમાં કશું? માનહાનિ થઇ પૂરી,
જીવવામાં માલ શો છે, ભલે નાશી જાયને! ૧૧૮
વાતો કરતા વળ્યા સૌ, એમ ગાજતા ત્યાં દ્વિજ,
રાજતા ન કોઇ રંગે, ઘણા મન મા'લતા;
મિંદુ ઘેર આવ્યો જ્યારે, મળ્યો વૃદ્ધ પિતા ત્યારે,
ઓવારણાં તે ઓવારે, ભલું નવ ભાળતા;
કહે ભાઇ થયું કેમ, માંડી મિંદુએ કહ્યું જ્યાં,
દુઃખ ડોસાને થયું ત્યાં, સ્નેહ બંધ્ર ટાળતા;
રાય આજ્ઞા ઘાડી ઘણી, માટે ન વદાયું કાંઇ,
મિંદુ મળી ચાલ્યો તર્ત, સ્નેહીઓ સંભાળતા. ૧૧૯
ઇંદુકેરા પિતાએ તે, જુલમની વાત જાણી,
મળવા ગયો તે વેગે, સભામાં લહ્યો નહિ;
ઘેર આવી પૂછ્યું તવ, ગયાકેરી વાત જાણી,
નિઃશ્વાસ નાખી તે બેઠો, બોલ કૈં કહ્યો નહિ;
ગયો ઊઠી ઘેર પછે, કહ્યું તોય બેઠો નહિ,
લીધું જાણવાનું જાણી, વ્યર્થ તે વહ્યો નહિ;
રડે મિંદુ માતપિતા, મળી મિત્ર શોક કરે,
ઇંદુપિતા ગયો ચાલી, રાજ્યમાં રહ્યો નહિ. ૧૨૦

---

૧૧૮ મિંદુના જવાપછી લોકોના વિતર્ક વર્ણ્યુ છેઃ વાટે ઇ૦.
૧૧૯ કોઈ—કોઈક. રાયઆજ્ઞા ઇ૦ — રાજાની આજ્ઞા ઘણી ધાડી (સજડ) છે.

૧૨૦ જાણવાનું—આવા કારણથી મિંદુ ચાલીનીકળ્યો તે. રાજ્યમાં—મિંદુના માબાપની રાકકળમાં.

ડોસા ગયા ડોશી પાસ, વાત માંડી કહી પછી,
દુષ્ટે સુત મારી નાખ્યો, અરે દૈવ શું કરૂં !
તારો તે ન તારો થયો, ન્યારો થયો નભ લગે,
પરાયો શે પ્યારો થાય, દિલમાં શેણે ડરૂં ?
ડોશી અને ડોસો મળી, રડી છાનાં રહ્યાં વળી,
કોણ રાખે છાનાં તેને, આગળ હું ઉચરૂં;
પડ્યા માર્ગ મિંદુ જેહ, જીવ લેઇ નાસે તેહ,
ભટકતા ગામોગામ, ધ્યાન રૂડું હું ધરૂં. ૧૨૧
ઠગવાનું સ્થાન મળે, ઠગી કરી રે'વું ત્યાંય,
વિચાર એવા છે મને, ગ્રહે તજે ગ્રામ છે;
કેટલાક દિન વીત્યે, મહામહા કષ્ટે કરી,
મહી નદી પાસ આવ્યો, સ્મૃતિમાં તમામ છે;
સાજાં વસ્ત્ર ઉપર ત્યાં, જીર્ણ વસ્ત્ર બાંધ્યાં ઘણાં,
ફાટાંતૂટાં પે'રી ચાલ્યો, જાણે નવ રામ છે;
મારિયો ઇંદુને જ્યાંહી, તેણી મગ જવું નહિ,
આડે પથ પળ્યો પોતે, નાસવાનું કામ છે ! ૧૨૨
આડફેટો ગયો ચાલી, સીધો માર્ગ મૂકી કરી,
સમીસાંજ થવા આવી, વાટમાં તેને વળી;

---

૧૨૧ ડોસા—ઇંદુના પિતા. ડોશી—ઇંદુની માતા. કષ્ટે ઈ૦—( તેના મનમાં સંદેહ હતો તે આને કેવળ મૂર્ખ જાણવાથી સજડ થયો માટે ). ધ્યાન ઈ૦—કવિ કહે છે કે હું તેની હકીકતનું રૂડું ધ્યાન ધરૂં છું—બરાબર લક્ષમાં લાવીને કહું છું.

૧૨૨ ગ્રહે તજે—એક ગામમાં જાય અને ત્યાં પોતાનો દાવ ફાવતો નથી, એમ જોઇ તેને છોડી દે. રામ—માલ.

વાંકો વળી ચાલ્યો ત્યારે, ચોરગામા ગાર જોતા,
પૂઠે પડ્યા તેહ તર્ત, કળ્ન કાંક તો કળી;
ભારે પગ ભલા એના, ચાલો કરી લૈયે કાજ,
એમ કહી પડ્યા પૂઠે, વાડચમાં વાંકા વળી;
ઉતાવળો હતો એક, બોલી ઉઠ્યો તેહ તર્ત,
અલ્યો રે'છ ઊભો કે ન, દાણે નાંછિયે દળી? ૧૨૩
વિકરાળ વેણ સુણી, આમતેમ જોઇ ઝટ,
ઉપાન કરમાં ગ્રહી, નાસવા તે લાગિયો;
હરણની દોટચ જેમ, વસમી ન વ્યાઘ્ર આગે,
તેમ ચોર થકી મિંદુ, ભાગ્ય વિના ભાગિયો;
શ્વાસ લીધા વિણ નાસે, જાણે છેટું પડ્યું ઘણું,
નાશ નાશ કરે તોય, અતિ અનુરાગિયો;
એવે ચારમાંના દય, વળ્યા જેહ વાંકી વાટચ,
વાડચ કૂદી વેગે આવ્યા, કે જુલમ જાગિયો! ૧૨૪
ઊભો રે' ધરૂડા અલ્યો, એમ કહી સાયા કાન,
અડબોટ મૂકી ચાર, વધ્યા કેમ નાસેછે!
બાપનો થિયો'તો માલ, પુંક બાંધી નાહી જાહ,
મુચ્ય મુચ્ય વે'લો મુચ્ય, મિંદુ અતિ ત્રાસેછે;

---

૧૨૩ કળ્ન ઇ૦—ચોરલોકો તેની કળા ( કળા ) કાંઈક સમજ્યા માટે-તેની પાસે માલ છે અને તે એણે સંતાડ્યો છે એમ ધારીને. વાડચમાં ઇ૦—વાડચમાંથી વાંકા વળી રસ્તાપર આવીને. દાણે ઇ૦—કે દાણાની પેઠે દળી નાખીએ?

૧૨૪ ભાગ્ય વિના—એના નસિબમાં નાશી છૂટવાતું હતું નહિ તથાપિ નાઠો.

એવે મળી આવ્યા બેય, વધા મારો ઘરૂડોને,
વાજ એણે આણ્યા ઘણા, ક્યાંકણે એ વાસેછે !
વદી એમ ઠોંસા તર્ત, ચારપાંચ મારતા તે,
પોટલું પડાવી લીધું, ઓરશિયો ઘાસેછે !! ૧૨૫
મિંદુકેરૂં ભાગ્ય ભલું, થવા માંડ્યું'તું તે ઘડી,
મુખી મળી આવ્યો વાટચે, ઘોડીપર ઘાટમાં;
ચોર લહ્યા ચાર અને, દ્વિજ દીન દીઠો એક,
હાકેટી વદ્યો તે મુખ, વાટેરૂ કો વાટમાં;
ઊભા રચો અલ્યા સો કુણ, ઓળછ્યા મેં દિયો પાસું,
નાસતા ઊભા રહ્યા તે, ઠાવકા ત્યાં ઠાઠમાં;
મોરલીના નાદવડે, મણિધર સ્થિર થાય,
તેમ મુખી નાદથકી, ઘેરાયા તે ઘાટમાં. ૧૨૬
વદ્યો એક માલ ઘણો, મૂચિયે શી પેર મુછી,
આધ લેઇ વેંચી દીજે, ઠીક સે મુખી કહે;
મિંદુ ગાઢ સ્વરે રડી, કહે હું ભરામણ છું,
બાપા મારૂં દીજે મને, સરવે સુખી રહે;
મહીતણું પાણી પીએ, તેણે દયા જાય બળી,
મયા હોય મનુષ્યમાં, વારિ માંહી તે વહે;
મુખી કહે મોજી ખાજે, અલ્યા એક વસ્તર ઘો,

---

૧૨૫ ઘરૂડા—બ્રાહ્મણ ! ( અપમાન સૂચક સંબોધન ). ક્યાંકણે—ક્યાં. વાસે છે—વસે છે ? ઓરશિયો ઈ૦—"સૂખડ ઘસાય કાંઇ ઓરશિગો ઘસાય છે" એ કહેવત રૂપ લોકોક્તિથી એમ સૂચવ્યું છે કે કાંઇ કોળી ખોવાના હતા? મિંદુજ ખોશે.

૧૨૬ હાકેટી—હોકારો કરીને. રચો—રહો. સો—છો. દિયો પાસુ—પાછું આપો.

ભલે રો એ ભરામણુ, દાન આપ્યું શો ગ્રહે. ૧૨૭

મિંદુ મુખ વદે વળી, એવે એક અડબોટ ત્યાં,
ડાચામાં દબાવી કાઢી, કોળીકાકાએ તદા;
રડવા તે લાગ્યો અતિ, મુખી કહે મારેશ મા,
મિંદુ કહે જેશ ક્યાંહી, આટો નીકળ્યો યદા;
પાધરા પટોલ બોલ્યા, ઓલ્યું ગામ દીહે તાંહી,
ભરામણું જમેસે જા, છેતરવા સે મદા;
વિપ્ર વધો વારૂ કહી, કલ્યાણ હજો તમારૂં,
ગયા પાંચ જણ ચાલી, સીમમાં સુખી સદા. ૧૨૮

મિંદુ વિચારતો મન, દુઃખી થયો સર્વ પેર,
ધનમાલ ખોઇ બેઠો, માર ખાધો લાભમાં;
પ્રારબ્ધમાં લખ્યું જેહ, ભોગવવું નિઃસંદેહ,
રહ્યો દેહ અવશેષ, લખ્યું કષ્ટ ગાભમાં;
શાસ્ત્રમાંહી કહ્યું એમ, શત કાર્ય મૂકી કરી,
ભોજન કરવા જવું, હર્ષ આણી નાભમાં;
લાડુ જમવાના સુણી, આડું સર્વ નાશી ગયું,
લોભી દ્વિજ ખાવું સુણી, ચડે કષ્ટે આભમાં. ૧૨૯

---

૧૨૭ મૂચિયે—મૂકિયે. મુછી—મુખી ( સંબોધન ). આધ ઈ૦—અરધો ભાગ તમે લ્યો અને બાકીનું અમને વેંચી આપો. ઠીક સે—ઠીક છે. માગી ખાજે—માગી ખાજે. સે—છે. સો ગ્રહે—છો લેતો.

૧૨૮ પટોલ—પટેલ. દીહે—દીસે. જમેસે—જમે છે. છેતરવા—ખેતરવા—એક ખેતર જેટલે દૂર. સે—છે. મદા—મતા (?)

૧૨૯ ગાભમાં—ગર્ભમાં હતો ત્યારથીજ મારા નસીબમાં કષ્ટ લખ્યું છે. શાસ્ત્રમાંહી ઇ૦—જેમ,

ભોજનની વાત સુણી, વેગે ચાલી ગયો મિંદુ,
ગામને પાદર આવ્યો, થયું જાણે કામ છે;
પૂછી જોયું નામ પેરે, ધર્મિષ્ટ નિહાળી નર,
ભાઇ કહો આ તે કિયું, ગુણિયલ ગ્રામ છે ?
વિવેકી જણાય લોક, વિપ્ર લખી ભાવ ધારે,
સર્વ કોઈ સાજ સજી, જાય ક્યાં શું નામ છે ?
નારાયણ ભલું કરે, દુઃખી અમો અતિ થયા,
ભૂખથી કષ્ટાયા ઘણા, બોલી એક રામ છે ! ૧૩૦
વારૂ વાત વાડવની, સુણી વધો ગ્રામજન,
જાવને ઓલી ભાગોળે, જમવાનું આજ છે;
અષ્ટમીનો યજ્ઞ થાય, તેની સમાપ્તિ છે આજ,
દ્વિજ ઘણા જમે તેમાં, તમારૂં તો કાજ છે;
ચાલો બતાવું હું આવી, એમ વદી સાથ ચાલ્યો,
મિંદુ મુખ વધો ત્યારે, અહીંનો કો રાજ છે !
આંગળી બતાવ્યાતણું, પુણ્ય થશે પૂરૂં ભાઇ,
ભણ્યો ગણ્યો દ્વિજ હું તો, જમવામાં લાજ છે !! ૧૩૧
ગ્રામજન વધો ત્યારે, બ્રાહ્મણ સર્જ્યા છે ભાઇ,

---

" शतं विहाय भोक्तव्यं सहस्रं स्नानमाचरेत् ।
लक्षं विहाय दातव्यं कोटिं त्यक्त्वा हरिं भजेत् " ॥

"સો કામ પડયાં મૂકીને ખાવું, હજાર કામ પડયાં મૂકીને સ્નાન કરવું, લાખ કામ પડયાં મૂકીને દાન આપવું, અને ક્રોડ કામ પડયાં મૂકીને હરિને ભજવા." નાભમાં—નાભિમાં. આડું—અર્થાત્ અડચણો.

૧૩૦ લખી ( લક્ષી )—જોઈને. ૧૩૧ અષ્ટમીનો—આસોસુદ અષ્ટમીનો. યજ્ઞ—હવન. રાજ—રાજા.

જગતને ઉદ્ધારવાને ! પછે કશો ડર છે ?
સનમાન થશે સત્ય, એમ વાતો કરતા તે,
ધર્મશાળા પાસ આવ્યા, સ્થળ ઘણું વર છે;
શિવાલય સુંદર છે, દ્વિજ રૂદ્રી ભણે બેઠા,
જોઇ વળી પાછું પૂછ્યું, આહા શું સુંદર છે!
નિકટ આવ્યા બે જયારે, ત્યારે વધો ગ્રામજન,
બ્રહ્મદેવ ભૂખ્યા આ છે, એક વસ્ત્ર પર છે. ૧૩૨
આશ્વાસાન અન્ય દ્વિજે, કરી મિંદુને બેસાડયો,
કહ્યું સ્નાનાદિક કરો, જમવાની વેળા છે;
અષ્ટમીનો યજ્ઞ થયો માટે વાર લાગી ઘણી,
ક્ષમા કરી ચાલો દેવ, વેળા તો કવેળા છે !
મિંદુ કહે વારૂ ભ્રાત, લુટાયા અમો છું વાટે,
પે'રવાનું વસ્ત્ર દિયો, સાંપડી સુવેળા છે;
દ્વિજે શુદ્ધ વસ્ત્ર આપ્યું, લેઇ ગયો ના'વા મિંદુ,
આવિયો આટોપી તેહ, ભવિષ્યના ભેળા છે. ૧૩૩
સર્વ દ્વિજ સજ થઇ, જપાદિક કરી રહ્યા,
જમવા સૌ બેઠા આવી, આરંભ પછી કર્યો;
થયું અર્ધ ભોજન જ્યાં, પુરજન સાથ લેઇ,
મહંત આવિયા એક, મિંદુ જોઇને ડર્યો !
શકે સિદ્ધ શાપ દેશે, બ્રહ્મકર્મ ભૂલ્યો હું તો,

---

૧૩૨ વર—ઉત્તમ. એક ઇ૦—એક વસ્ત્ર ઉપર એમનો નિર્વાહ છે. અથવા અંગ ઉપર એકજ વસ્ત્ર રહ્યું છે.

૧૩૩ આશ્વાસન—આસનાવાસના. આટોપી—પૂરૂં કરી. ભવિષ્ય ઇ૦—હવે તે સુભાગ્ય ભેળો થયો—તેને સુખ સાંપડ્યું. અથવા કોઇને ભેળા થવું ( કે જૂદા પડવું ) એ ભવિષ્યના હાથમાં છે !

એડશી મારી છે ઘણી, દર્શન કરે તર્યો;
મા'ત્મા મિષ્ટ વેણ વધા, જમો સહુ જુક્તિથકી,
આ નવીન દ્વિજ કોણ, દર્શતો વારૂ વર્યો. ૧૩૪
મિંદુ નમી બોલ્યો તર્ત, પંડિતજી પંથી હું છું,
આવી ચડ્યો આણે દિન, લુંટાયો મા'રાજ છું;
મારા કષ્ટકેરી કથા, વ્યથાકારક ઘણેરી,
વદતાં વદાય નહિ, વગોવાયો વાજ છું;
બ્રહ્મચારી ભણે ભાઇ, સુખદુઃખ સાથ બન્ને,
એક પછે બીજું આવે, સુખી દુઃખી આજ છું;
મળજયો જમ્યા પછીથી, સા'ય બને તે કરીશું,
એમ કહી આગે ચાલ્યા, કરૂં હવે કાજ છું. ૧૩૫
સાથે દ્વિજ બેઠો એક, મિંદુએ તેને પૂછિયું,
મહાંત આ ક્યાંથી આવ્યા, જાણવા ઇચ્છા ઘણી;
વારૂ વાત માંડી કહો, મનસા પૂરો મનની,
પંડિત અમો છું પૂરા, ગુણ દાખવું ગણી;
દ્વિજ કહે ભાઇ ભાખું, અર્ધ ઘડી પૂઠે સર્વ,
જુક્તિથકી જમી લ્યોને, દેખાઓ મોટા મણિ;
મિષ્ટાન્ન આરોગી રહ્યા, ત્યાર પૂઠે વધો તેહ,

---

૧૩૪ ડર્યો—તે મહાત્માની ભવ્ય આકૃતિ જોઇને. એજ તેણે મારી નાખેલો ઈંદુ હતો, માટે તેને જોઈને તે અંતરમાં ગુપ્તપણે ડર્યો, પણ તે ૩૨ બીજાને જાણવામાં આવતાં પોતે ઉઘાડો પડી જાય માટે 'રખે સિદ્ધ શાપ દેશે' વગેરે વિચાર તેના મનમાં સ્વાભાવિકપણે ઉપજી આવ્યા છે; પણ મિંદુએ તેને ઓળખ્યો નથી. આ ઈ૦—આ નવીન દ્વિજ તમે વર્યો (પંક્તિભોજનમાં પસંદ કર્યો) હોય એમ દેખાય છે તે કોણ છે? ૧૩૫ સુખી ઈ૦—હું પણ દુઃખી હતો તે આજ સુખી છું.

જગતને ઉદ્ધારવાને ! પછે કશો ડર છે ?
સનમાન થશે સત્ય, એમ વાતો કરતા તે,
ધર્મશાળા પાસ આવ્યા, સ્થળ ઘણું વર છે;
શિવાલય સુંદર છે, દ્વિજ રૂદ્રી ભણે બેઠા,
જોઇ વળી પાછું પૂછ્યું, આહા શું સુંદર છે!
નિકટ આવ્યા બે જ્યારે, ત્યારે વધ્યો ગ્રામજન,
બ્રહ્મદેવ ભૂખ્યા આ છે, એક વસ્ત્ર પર છે. ૧૩૨

આશ્વાસાન અન્ય દ્વિજે, કરી મિંદુને બેસાડયો,
કહ્યું સ્નાનાદિક કરો, જમવાની વેળા છે;
અષ્ટમીનો યજ્ઞ થયો માટે વાર લાગી ઘણી,
ક્ષમા કરી ચાલો દેવ, વેળા તો કવેળા છે!
મિંદુ કહે વારૂ ભ્રાત, લુટાયા અમો છું વાટે,
પે'રવાનું વસ્ત્ર દિયો, સાંપડી સુવેળા છે;
દ્વિજે શુદ્ધ વસ્ત્ર આપ્યું, લેઇ ગયો ના'વા મિંદુ,
આવિયો આટોપી તેહ, ભવિષ્યના ભેળા છે. ૧૩૩

સર્વ દ્વિજ સજ થઇ, જપાદિક કરી રહ્યા,
જમવા સૌ બેઠા આવી, આરંભ પછી કર્યો;
થયું અર્ધ ભોજન જ્યાં, પુરજન સાથ લેઇ,
મહંત આવિયા એક, મિંદુ જોઇને ડર્યો!
શકે સિદ્ધ શાપ દેશે, બ્રહ્મકર્મ ભૂલ્યો હું તો,

---

૧૩૨ વર—ઉત્તમ. એક વ૦—એક વસ્ત્ર ઉપર એમનો નિર્વાહ છે. અથવા અંગ ઉપર એકજ વસ્ત્ર રહ્યું છે.

૧૩૩ આશ્વાસન—આસનાવાસના. આટોપી—પૂરૂં કરી. ભવિષ્ય ભે૦—હવે તે સુભાગ્ય ભેળો થયો—તેને સુખ સાંપડયું. અથવા કોઇને ભેળા થવું ( કે જૂદા પડવું ) એ ભવિષ્યના હાથમાં છે!

બેડશી મારી છે ઘણી, દર્શન કરે તર્યો;
મા'ત્મા મિષ્ટ વેણ વધા, જમો સહુ જુક્તિથકી,
આ નવીન દ્વિજ કોણ, દર્શતો વારૂ વર્યો. ૧૩૪
મિંદુ નમી બોલ્યો તર્ત, પંડિતજી પંથી હું છું,
આવી ચડયો આણે દિન, લુંટાયો મા'રાજ છું;
મારા કષ્ટકેરી કથા, વ્યથાકારક ઘણેરી,
વદતાં વદાય નહિ, વગોવાયો વાજ છું;
બ્રહ્મચારી ભણે ભાઇ, સુખદુઃખ સાથ બન્ને,
એક પછે બીજું આવે, સુખી દુઃખી આજ છું;
મળજયો જમ્યા પછીથી, સા'ય બને તે કરીશું,
એમ કહી આગે ચાલ્યા, કરૂં હવે કાજ છું. ૧૩૫
સાથે દ્વિજ બેઠો એક, મિંદુએ તેને પૂછિયું,
મહાંત આ કયાંથી આવ્યા, જાણવા ઇચ્છા ઘણી;
વારૂ વાત માંડી કહો, મનસા પૂરો મનની,
પંડિત અમો છું પૂરા, ગુણ દાખવું ગણી;
દ્વિજ કહે ભાઇ ભાખું, અર્થે ઘડી પૂઠે સર્વ,
જુક્તિથકી જમી લ્યોને, દેખાઓ મોટા મણિ;
મિષ્ટાન્ન આરોગી રહ્યા, ત્યાર પૂઠે વધ્યો તેહ,

---

૧૩૪ ડર્યો—તે મહાત્માની ભવ્ય આકૃતિ જોઇને. એજ તેણે મારી નાખેલો ઈંદુ હતો, માટે તેને જોઈને તે અંતરમાં ગુપ્તપણે ડર્યો, પણ તે રખે બીજાને જાણવામાં આવતાં પોતે ઉઘાડો પડી જાય માટે 'શકે સિદ્ધ શાપ દેશે ' વગેરે વિચાર તેના મનમાં સ્વાભાવિકપણે ઉપજી આવ્યા છે; પણ મિંદુએ તેને ઓળખ્યો નથી. આ ઇ૦—આ નવીન દ્વિજ તમે વર્યા ( પંક્તિભોજનમાં પસંદ કર્યો ) હોય એમ દેખાય છે તે કોણ છે ? ૧૩૫ સુખી ઇ૦—હું પણ દુઃખી હતો તે આજ સુખી છું.

ભાઇ આ કુશ્રામ હતું, બા'ર તેની શી બાણી। ૧૩૬

જમકૂઈ નામ આનું, બ્રહ્મપુરી સમ પૂરી,
મહંતના ચરણથકી, બની પળ વારમાં;
એક વિપ્રકેરૂં ઘર, સમ બાવા નો'તું આહીં,
સો મંદિર દ્વિજકેરાં, ભર્યાં ભારે ભારમાં;
ધન્ય ધન્ય બ્રહ્મચારી, ન્યારી વાત નર થકી,
સારી સિદ્ધિ તેં જણાવી, ધ્યાન માન ધારમાં;
બરાબરી કરે કોણ, ઇશ્વરાવતાર પોતે,
ચાર વેદ મુખ પાઠ, સર્વ શાસ્ત્ર સારમાં। ૧૩૭

મિંદુ કહે મોટી વાત, કરવી જવા દ્યો ભાઈ,
શેરને માથે તો હોય, સવાશેર જક્તમાં;
ભલા ભણેલા કહો જે, બ્રહ્મચારી મોટા તમે,
કેયીપેર આવીરહ્યા, આ કોકિલભક્તમાં;
જુઓ જી અમારૂં પાણી, જણાવી દઇએ આજ,
બ્રહ્મચારીને ભૂલાવું, વરવાણી વ્યક્તમાં;
જાણીતો કરો મને જો, તો તો કાર્ય કરી લીજે,
પાણી નવ દેશે પૂર, જન અનુરક્તમાં. ૧૩૮

---

૧૩૬ મનસા—ઇચ્છા. મોટામણિ—( તેની આપ વડાઈ સાંભળીને કરેલી વક્રોક્તિ ).

૧૩૮ મિંદુ અદેખો હતો માટે તેનાથી બીજાના ગુણ સાંભળી સહન થતા નથી તે વર્ણે છેઃ મિંદુ કહે ઇ૦. કોકિલભક્તમાં—કોળીભગતમાં. વર ઇ૦—ઉત્તમ વાણી વ્યક્ત ( સ્પષ્ટ ) બોલીને તેમાં હું બ્રહ્મચારીને ભૂલાવું. પાણી ઇ૦—જે જન એ મહાંતને અનુરક્ત ( પ્રીતિવાળા ) છે તેમનામાં પૂરૂં પાણી દેખાતું નથી.

દ્વિજ કહે ભાઇ ખરી, વાત હશે તમારી તો,
સુણો સર્વ માંડી કહુ`, બની આમ વાત છે;
આજથી બે વર્ષપર, ઊજડ આ શિવદેરૂં,
હતું પાદરે પડેલું, વધી જેની ખ્યાત છે;
લોકવાત કરે એવી, તેમાં એક દ્વિજ આવ્યો,
પૂઠે આ મહંત આવ્યા, પડી ગઇ રાત છે;
જમવાનું કરી જમ્યા, વીતી વાત કરી પછે,
સૂઇ ગયા શાંતપણે, દુષ્ટે કર્યો ઘાત છે ! ! ૧૩૯
સુણી વાત મિંદુ કંપ્યો, અરે આ શું ઇંદુ હશે !
હા ! હા ! ખરે એજ નકી, ઓળખ્યો મેં સ્વર છે !
મને એણે ઓળખ્યો છે, નિહાળી નિહાળી જોયો,
હવે મરાવે એ નિશ્ચે, દિલ વશ્યો ડર છે ! !
દ્વિજ પૂછે કેમ ભાઇ, એક એક કંપી ઉઠી,
કાયા તમારી કહોને, આ શા ધ્રુજે કર છે ?
મિંદુ કહે કાંઇ નહિ, તાવ ચડી આવ્યો મને,
વારૂ પછે કેમ થયું, એ તો દ્વિજવર છે. ૧૪૦
અરે રે ! શો કેર કર્યો, ભ્રષ્ટ કર્યો બ્રાહ્મણ સૌ,
જાત એની જૂઠી ઘણી, કે'વામાં શો માલ છે;
પછે થયું કેમ કહો, આ તો અમારા તહીંનો,
અધમાધમ (છે) પ્રમાણ, કહુ` કોનો બાલ છે ?
ના ના હમણાં ન કહુ`, વદો પછે થયું કેમ,
દ્વિજ કહે સૂતા બન્ને, કાળ શો કરાળ છે;

---

૧૩૯ પૂઠે—તે દ્વિજ આવ્યા પછી. ૧૪૦ ભયથી કાયા કંપી ઊઠવાથી સૂચિત થયેલા ભયને તાવના મિષથી ઉડાવ્યો છે માટે અપન્હુતિ અલંકાર.

દુષ્ટ આવ્યો પે'લો જેહ, તેણે ઘડ્યો ઘાટ આનો,
મહામહામાર માર્યો, ફોગટ સૌ ફાળ છે! ૧૪૧
રાખે રામ જેને ભાઇ, તેને કોણ મારી શકે?
મુઓ જાણી ગયો નાશી, દુષ્ટ મારનાર છે;
પછે થયું જેમ તેમ, લખ્યું પ્રારબ્ધમાં ક્ષેમ,
મુખી જે આ ગામકેરો, આવ્યો નિરધાર છે;
તેણે દ્વિજ પડ્યો લહ્યો, દયા વશી દિલ અતિ,
કોળી તો કૃપાળુ બન્યા, અસારમાં સાર છે;
પ્રારબ્ધ પાંશરૂ હોય, કાળ તેની કરે સેવ,
એમ એને બન્યું સર્વ, પામે કોણ પાર છે. ૧૪૨
એમની સાથે જે ફરે, મુખી એજ ગામના છે,
એમણે જીવાડ્યો એને, દીન દશા જોઇને;
લોહી વે'તું મુખથકી, નાકમાંથકી અપાર,
પાણી રેડી સાફ કર્યું, જુક્તિવડે જોઇને;
લેઇ ગયો ઘેર એને, જીવવાળો જોઇ કરી,
દવાદારૂ કરી ઘણી, સિદ્ધ કરી સોઇને;
બે મહિને સારૂં થયું, ત્યારે પૂછી જોઇ વાત,
મારનાર કોણ હતો, ત્યારે વધો રોઇને!! ૧૪૩
સુણી શબ્દ મિંદુ પડ્યો, જમતો જમતો ત્યાંથી,

---

૧૪૧ ઇંદુને આ સ્થિતિમાં જોઇ ન ખમી શકવાથી તથા તે કદાચ પોતાને ઓળખાવી દે તો બાહાનું કાઢવાનું બની આવે માટે તેને માથે જૂઠું આળ ચઢાવવાનું બીજ રોપે છેઃ અરે રે ઇ૦. ફોગટ ઇ૦—પણ તેની બધી ફાળ ફોગટ છે—શત્રુથી તેનું મોત બન્યું નહિ.

૧૪૨ પછે ઇ૦—પછે પ્રારબ્ધમાં ક્ષેમ લખ્યું હતું તેમ થયું, એ અન્વય. અસારમાં ઇ૦—દુષ્ટ કોળીઓમાં એ સારરૂપ નીકળી આવ્યો.

ઉઠાડિયો એક બે એ, કહ્યું ભાઇ શું થયું !
સાવધ થૈ મિંદુ વધ્યો, છે એવો વ્યાધિ મને તો,
વારૂ આગે થયું કેમ? દુઃખ પછે શે ગયું?
દ્વિજ કહે બ્રહ્મચારી, ભલો ક્યાં સુધી છે ભાઇ,
નામ તેનું કહ્યું નહિ, લક્ષણ એનું લહ્યું;
દીન દ્વિજ લહી સુખી, વધ્યો સુખ પછે આસ,
અહીં તમે વાસ વસો, કષ્ટ વે'વાનું વહ્યું ! ૧૪૪
વારૂ વાત માની મન, વિપ્ર વાસ વશ્યો અહીં,
સંગ રંગ પછે એણે, કેવો તો લગાવિયો;
લુંટફાટ કરનાર, પાપ ભાર ભરનાર,
પ્રભુથી ન ડરનાર, ભાવ તેને ભાવિયો;
કારમા કોકિલ જેહ, દ્વિજથકી શ્રેષ્ઠ કર્યા,
ધન્ય ધન્ય વિદ્યા એની, સાજ શો સજાવિયો !
કુગ્રામ સુગ્રામ કર્યું, વિપ્રને વસાવ્યા ઘણા,
સુખી મહીપાળ સમ, જોતજોતે આવિયો. ૧૪૫
કોણ કરે વર્ણન એ, સંગ રંગ શો અભંગ,
લક્ષણે લગાવી દીધો, લાક્ષારસ સાર છે;
મા'રાજ મા'રાજ થાય, ગામ સર્વ ગુણ ગાય,
દીન મોટેરો કે'વાય, વિપ્રમાં વિચાર છે;

---

૧૪૪ પડ્યો—( ભયનો અનુભાવ ). વ્યાધિ–અપન્હુતિ. કષ્ટ ઇ૦—જે કષ્ટ વહી જવાનું હતું તે એ રીતે વહી ગયું ! ! અથવા જે કષ્ટ તમારે ભોગવવાનું હતું તે તમે ભોગવી ચૂકયા, માટે હવે અહીંજ વાસ કરીને રહો.

૧૪૫ સુખી ઇ૦—જોતજોતામાં સુખી પણ મહીપાળની સમાનતામાં આવ્યો.

ઘણા ઘણા ભાગ્યા જન, જાણ્યા પણ ગાણ્યા નહિ,
શ્રવણે ન શાણ્યા ઞગે, પામશે ક્યાં પાર છે ?
દ્વિજ ઘણા ભણે આવી, કોકિલ કરે અભ્યાસ,
ઇંદ્રપુરી સમ થશે, વધતાં શી વાર છે । ૧૪૬
ભાઇ એમ થયું સર્વ, ગર્વ તજો તસે વ્યર્થ,
ગોદા ઘણા ખાઇ ગયા, વસમું આ કામ છે;
સર્વ વિદ્યા શિરોમણિ, ભૂંડે બેડશી મારે તે,
દુઃખ દૂર કરી લ્યોને, ઇતિહાસ આમ છે;
મિંદુએ જાણ્યો તદા ત્યાં, નકી ઇંદુ એ તો હોય,
મારી નખાવે મને એ, સર્વ એનું ગામ છે;
અરે હાય ! દૈવ કેવો, અનુકૂળ એને થાય,
સુખી એ ને દુઃખી હુંય, રાડચે વશ્યો રામ છે ! ૧૪૭
હવે હેલા માંહી સારે, નાશી જવું નકી જોએ,
એમ ધારી જમી ઊઠ્યો, નાસવા વિચાર છે;
એવે એક કોળીભકત, તેડવાને આવ્યો તેને,
ચાલો બ્રહ્મચારી તેડે, ભારે વશ્યો ભાર છે;
જમ્યા વિણ રહ્યા બેશી, કથા સુણવા તમારી,
વાર વધુ કરો નહિ, સર્વ ત્યાં તૈયાર છે;
સુણી કંપ મિંદુ કાય, જોતજોતામાંહી હવો,
કોળી ભક્ત કહે કેમ, વ્યર્થ કરો વાર છે ? ૧૪૮

---

૧૪૬ લક્ષણે ૪૦—કોળીઓનાં લક્ષણ ઉપર લાક્ષારસ જેવો સારા ગુણનો રંગ લગાવી દીધો. ( બીજો રંગ તો ધોવાઇ જાય પણ લાખનો રંગ ધોવાતો નથી માટે લાક્ષારસની ઉપમા આપી છે ).

૧૪૭ રાડચે ૪૦—રામ પણ મારી સાથે રાડચે વસ્યો છે–રીસાયો છે.
૧૪૮ જોએ—જોઇએ.

શુદ્ધિ પર આવે નહિ, મિંદુ દ્વિજરાજ મોટા,
આવરદા આવી રહ્યો, નકી ઓળખ્યો મને;
કોળીભક્ત કર સાહી, મિંદુને અગાડી કરી,
લેઇ ચાલ્યો પૂછ્યા વિણ, કારમો લીધો કને;
વાટય માંહી કહ્યું એમ, અલ્યા દ્વિજ સમજ તું,
કાલાવાલા કરજે તું, ચૈશ તાજો ત્યાં તને;
મુખ માગ્યું આપવે એ, વાર નહિ વધુ કરે,
સિદ્ધ સિદ્ધવાળો દ્વિજ, ધન્ય વસ્યો આ વને ! ! ૧૪૯
વાતચીત કરતા તે, ધર્મશાળા મધ્ય આવ્યા,
અપૂર્વ રચના ભાળી, શોચતો મિંદુ અતિ;
અરે કર્મ કૂડા તુંય, વનમાંહી વૈભવ શો !
અવરણુનીય આપ્યો, ગહન તારી ગતિ;
પુરવાસી મને આપ્યો, વનવાસવાસ ભુંડા,
બગાડયું શું તારૂં મેંય, દયા કરય ને રતિ !
વિચારતા એમ આવ્યા, મહંતે તેને નિહાળ્યા,
ભલો દ્વિજ ભાળ્યા પછે, કરી વાત સૌ જતી ! ! ૧૫૦
કોળીભક્ત કહે પાય, લાજ્ય લાજ્ય ભૂંડા દ્વિજ,
માન્યું નવ મિંદુએ જ્યાં, ઈંદુએ સામું લહ્યું;
જોતામાંહી તો જણાયો, પરિચયવાળો કોક,
નિહાળીને કર્યું નકી, વે'મવારિ ત્યાં વહ્યું;
અરે ! આ તો મિંદુ મારો, આવ્ય ભાઇ આવ્ય બેશ,

---

૧૪૯ તને—શરીરે. ૧૫૦ અવરણુનીય (અવર્ણનીય)—ન વર્ણી શકાય એવો. પુરવાસી ઈ૦—હું જે પુરવાસી તેને તેં વનવાસનો વાસ આપ્યો ! કરી ઇ૦—એ વિચાર કરવા છોડી દીધા.

સારી તેં સંભાળ લીધી, મીઠું વેણુ તો કહ્યું;
વીસરી ગયો તે વાત, ઘટકેરી ઘાત ભૂલ્યો,
આલિંગ્યો અતિશે તેને, ગત વનાનું ગ્રહ્યું. ૧૫૧
જોઇ મુખી સાગું પછે, કહ્યું મારા મિત્ર આ છે,
ઉપકાર કરચા અતિ, ધન્ય અહીં આવિયા;
આગતાસ્વાગતા કરૂં, ઓછી ઉપકાર આગે,
એક ઘડી બદલો ન, ઋષિમુનિ લાવિયા;
આલિંગી કર્યું રૂદન, ભ્રાત ! માત કરે કશું,
તાતતણું તર્ત વદ્યા, ફેરામાંહી ફાવિયા;
મિંદુ અવનવું ભાળી, લજ્જાથી નિહાળી નીચું,
કાંઇ પણ વધ્યો નહિ, સગુદ્ગુણ સજાવિયા !! ૧૫૨
ઈંદુએ કહ્યું ત્યાં એમ, રોષ ત્યજ વીરા મારા,
ઉંઘ મને આવી ઘણી, સાથ તજ્યો તે થકી;
ક્ષમા કરચ ખાંત ધરી, મિંદુ મુખ વધ્યો ત્યારે,
મુખ હવે શે બતાવું, તનથી રહું ટકી !

---

૧૫૧ લાજ્ય લાજ્ય—લાગ્ય લાગ્ય. વેંમવારિ—વેહેમરૂપી પાણી. **પરિણામાલંકાર.** ગત ઇ૦—ઈંદુએ મિંદુને જોઈને ગતિ વિનાતું હેત ગ્રહ્યું. અર્થાત્ તે અંદરખાનેથી એવો દુષ્ટ હતો કે તેને આટલું હેત બતાવવું ઘટિત નહોતું.

૧૬૨ ઓછી ઇ૦—હું એની જેટલી આગતાસ્વાગતા કરૂં તે એના ઉપકાર આગળ ઓછી છે. એક ઘડી ઇ૦—એનો એક ઘડી વારનો બદલો ઋષિઓ કે મુનિઓથી પણ વળી શકે એમ નથી. ખબર પૂછે છે: ભ્રાત ઇ૦. ફેરામાંહી ઇ૦—અર્થાત્ તમે અહીં આવ્યા તેથી મેળાપનો તથા સમાચારનો લાભ થયો. સદ્‌ગુણ ઇ૦—એવા ઈંદુને મિંદુએ સદ્‌ગુણ ધારણ કરાવ્યા. ( અપકારને બદલે ઉપકાર કરીને ).

સમજાવિયું ઇંદુએ, મિંદુ ત્યાં સમજી ગયો,
વાત માંડી કહી સર્વ, બૂરાઇ નાખી બકી;
સારી વાત હોય શેની, વીત્યું કહ્યું વાટમાંનું,
ભરી ભાગોળે લુંટાયો, થઉં ઝાઝો શે જકી ! ૧૫૩
માર અપાર મેં ખાધો, નામ તમારૂં તો દેતાં,
ગુનેગારી મારી કશી, સર્વસ્વ લેઇ ગયા;
વાત સુણી ઉઠયા મુખી, બણગું વજડાવ્યું ત્યાં,
રખા સર્વ ભેળા થયા, કોઇ ના બાકી રહ્યા;
ગ્રામલોક ઘણા આવ્યા, એકાએક થયું શુંય,
મુખી વધા મધ્યે રહી, બોલ આવા ત્યાં કહ્યા;
આ દ્વિજને લુંટી લીધા, માલ તે લી આવો જઇ,
કરો નવ વાર વધુ, સત્વર સેજે થયા. ૧૫૪
ગયા વેણ સુણી ચાર, રામકૂઇ ગામ મધ્યે,
લુંટનારને મળ્યા જે, કહ્યું લાવો માલ ક્યાં ?
મા'રાજનું નામ સુણી, માર માર્યો તમે ઘણો,
રીત્યવની કરી વાત, લાવો માલ હાલ ક્યાં ?
લુંટારા વધા તદા ત્યાં, ન લીધું મા'રાજ નામ,
કહે જૂઠું એ તમામ, ભૂંડી લાગી ભાળ ક્યાં ?
અર્ધ માલ આ રહ્યો લ્યો, અર્ધ મુખી લેઇ ગયા,

---

૧૫૩ રોષ તજ—અર્થાત પાછલી વાત વીસરી જા. ઊંઘ ઇ૦—અર્થાત્ એ વાતને મેં આમ ફેરવીને તારો બચાવ કર્યો છે, માટે તું ગભરાઇશ નહિ. તનથી ઇ૦—અને શી રીતે તનથી ટકી રહું—જીવું ? સમજાવિયું—(ઇશારાથી). વાત માંડી કહી—મિંદુએ ઘેર ગયા પછી શું કર્યું તે.

૧૫૪ ઉપકારને બદલે મિંદુનો અપકાર વર્ણ્યો છેઃ નામ તમારૂં ઇ૦. લી આવો—લેઈ આવો.

આપ્યો તેહ લેઇ વળ્યા, રળ્યા મુખી રાળ ક્યાં? ૧૫૫
મા'રાજાનું નામ સુણી, આપ્યું મુખીએ તમામ,
વાર નવ કરી રંજ, મળ્યો માલ સર્વ છે;
રખા પાછા વળ્યા તર્ત, મળ્યા જઇ મુખીને તે,
આણેલું આપી દીધું ત્યાં, પુણ્યશાળી પર્વ છે;
મિંદુ મન મગ્ન થયો, ગયું સર્વ આવ્યું લહી,
ઇર્ષ્યા પણ તાજી થઇ, ધ્યાનમાં ન ધર્વ છે;
વરચો વાસ મિંદુ ત્યાંહી, વાતો માતપિતાતણી,
ખરીખોટી કરી ઘણી, ગાંઠ્ય બાંધ્યો ગર્વ છે. ૧૫૬
ઇંદુ આપણું જે પુર, સળગી ગયું તે સર્વ,
માતતાત મુઆં તારાં, જીવતાં મારાં રહ્યાં;
જૂદે પુર વસ્યાં તેહ, ના ના ભૂલ્યો કે'તાં હુંય,
તારાં પણ જીવે ભાઇ, જોગ રોગથી ગ્રહ્યાં;
સંભારે ન તને તેહ, ફરી પુર વસ્યું સર્વ,
તેમાં મારે થયું આમ, દુશ્મિન મેં તો દહ્યાં;
પરાક્રમ કર્યું પૂર, શાસ્ત્રશૂર થઇ મેં તો,
તેડવા પછે હું આવ્યો, લક્ષણ તારાં લહ્યાં ! ! ૧૫૭
ઉકેલું હું લાખ આંટી, ઉકેલી ન તોય મેં ત્યાં,
ભાર વધારવા તારો, સંકટ આવાં સહ્યાં !
ઇંદુ કહે ભ્રાત તારો, ઉપકાર અથાગ છે,

---

૧૫૫ રળ્યા—જે મુખી રાળ ( એ નામનો સિક્કો ) રળ્યા ( લુંટમાંથી ) તે ક્યાં છે?

૧૫૬ મિંદુનો દુષ્ટ ગુણ વર્ણે છેઃ ઇર્ષ્યા ઇ૦. ધર્વ—સંતોષ. ગાંઠ્ય ઇ૦—અર્થાત્ જે ખરીખોટી વાતો કરી તેમાં પણ તેની આપ વડાઇનીજ વાતો હતી. ૧૫૭ જોગ ઇ૦—રોગના જોગથી ગ્રહેલાં.

મારાં માતપિતા તેડું, જેહ દુઃખી ત્યાં રહ્યાં;
સમાચાર આવી કહ્યા, તમે માતપિતાતણા,
ઉપકાર થયો ઘણો, વિઘ્ન મારાં તો વહ્યાં;
મિત્ર તમ જેવા મળો, સંભાળ લેનાર સાચા,
વ્યર્થ નવ વદો વાચા, લક્ષણ સર્વે લહ્યાં ! ! ૧૫૮

આમતેમ કરી વાત, ઇંદુ સાથ લેવાકાજ,
મિંદુનું ન ચાલ્યું કાંઇ, તદા તેણે શું કર્યું;
એકદા મુખી કને તે, ગયો ગર્વ ધારી કરી,
વાત કે'વા લાગ્યો તર્ત, જાણે કાર્ય તો સર્યું !
તમારા મા'રાજ જેહ, શિષ્ય અમારા હતા એ,
પૂછી પાર પામો સર્વ, હેત પછીથી હર્યું;
અમારા ગુરૂ જે હતા, તેનું કાર્ય કરવાને,
અમે એને સાથ લીધો, વાંકું એણે તો વર્યું ! ૧૫૯

સર્વ વાત કહું માંડી, એનું મુખ તમે કોઇ,
કદાપિ ભાળો ન જાણ, કિંચિત કહું યદા;
હવે અમે ઘેર જાશું, કામનું તમારે છે એ,
ધારી કહી રાખું આજ, કામમાં લેજો કદા;
મારા ગુરૂતણું કાર્ય, કરવા નીકળ્યા અમે,
સાથે ત્યારે લીધો એને, સત્ય માનજો સદા;
અહીં એક અકૃત્ય તો, એણે કર્યું તેણે કરી,
ત્યાગી અમો ચાલ્યા ગયા, મન કરીને મુદા. ૧૬૦

---

૧૫૮ લક્ષણ ઇ૦—તમારાં સર્વ લક્ષણ તો હું જાણુંજ છું. (વક્રોક્તિ જેવા દેખાતા આ બોલ ઇંદુની ભલમનસાઇના છે ).

૧૫૯ વાંકું ઇ૦—એક કામ એણે વાંકું કર્યું. ૧૬૦ સર્વ વાત ઇ૦—જો સર્વ વાત માંડીને કહું તો. મુદા—હર્ષવાળું.

જાત ભાત પૂછી એની, જુક્તિ નવ જોઇ કોઇ,
વ્યર્થ બ્રહ્મચારી કરી, પૂજ્યિો તમે સહુ;
સાચો શિષ્ય મારો એહ, તેને કેમ તજ્યો હશે,
વિચારો તે વાત તમે, ફોડી ફાડી શું કહું;
પૂજવા જોગ એ નથી, દેખી છે દિદાર રૂડા,
મીઠા બોલો માનવ એ, લક્ષણ એનાં લહું;
કર્મકથા ઘણી એની, લક્ષણવંતા છે લાંબી,
વર્ણવી કે'વાય નવ, ગુણ હોય તો ગ્રહું ! ૧૬૧

મુખી કે' અધમાધમ, માર મારનાર તું જ,
પ્રાણ હણનાર ગુરૂ, ભલો મને ભાવિયો;
ઘણા દિનથકી શોધું, હાથ આવ્યો સે'જ તે તો,
વારૂ વાત થઇ સર્વ, ત્રાસ ઉપજાવિયો;
પ્રાણ તારા પે'લા હણું, નિંદક રહ્યો તું હજી,
એમ કહી ખડ્ગ કાઢ્યું, ફેલ કરચે ફાવિયો;
બૂમો પાડવા તે લાગ્યો, ઇંદુ મિત્ર દોડચ દોડચ,
પટેલ લે મારા પ્રાણ, શા કિસ્મતે આવિયો ! ૧૬૨

બરાડીને બૂમો પાડે, મુખી કર સાહી તાડે,
લટકાવું આણે ઝાડે, મૂઢ માર મારિયો;
લોક જોવા મળ્યા આવી, નિંદે પટેલને ઘણા,
દ્વિજને વખાણે સર્વ, સત્ય વન્હિ ભારિયો;

---

૧૬૧ લક્ષણવંતા—હે લક્ષણવાળા મુખી ! ગુણ ઇ૦—એનામાં ગુણ હોય તો હું ગ્રહું કની ? અર્થાત્ ગુણ છેજ નહિ.

૧૬૨ ગુરૂ—ગુરૂના. કિસ્મતે ઇ૦—મારૂં એવું શું ભૂંડું નસીબ કે જેથી હું અહીં આવ્યો !

મળી આવ્યા જોનાર જે, તે તે દયાવાન થયા,
તે મુખીને પૂછે વાત, દુશ્મિન શો ડારિયો !
માંડી વાત કહી જ્યારે, મારવા સૈ લાગ્યા ત્યારે,
હોકાટ થયો તે વારે, પ્રેમ ( તો ) પરવારિયો. ૧૬૩
મારો મારો એજ શબ્દ, જ્યાં ત્યાંથી ઉચ્ચાર થાય,
ઊગારનારો ન કોઇ, મિંદુનો જણાય છે;
કહે લોક મળી એમ, કે' ન મરતાને મેર,
લોભિષ્ઠ તેં તેનો ઘાત, ધ્યાનમાં આણાય છે !
કરો તેવાં પામો તર્ત, એમ કહી મારે તેને,
બૂમો પાડે ખરીખોટી, ભણતાં ( શું ) ભણાય છે;
ઇંદુએ એ વાત જાણી, મુજ કાજે માર પડે,
અલ્યા મિંદુ ક્યાંથી આવો, દુર્ગુણ હણાય છે ! ૧૬૪
એમ વદી ઇંદુ ઉઠયો, વેગે મિંદુ પાસ આવ્યો,
મૂકાવિયો માલવનો, ભલા તે જુઓ ભલા !
કરશો તે ભોગવશો, ભાવ કૂડો ધરૂં શેણુ ?
મુક્ત કરો મુક્ત કરો, બાંધો ન બૂરી બલા !
કોઇનું ધારેલું કાંઇ, સારૂં માઠું કરવાને,
રજ કામ આવે નહિ, કૂડી થાય છે કળા;

---

૧૬૩ મૂઢ માર—છાનો માર. સત્ય ૪૦—સાચે, આ તો બારેલા અગ્નિ જેવો છે. દુસ્મિન ૪૦—આ તમારો કયો દુશ્મન છે કે જેથી તમે તેને ડાર્યો ? હોકાટ—હોકારો.

૧૬૪ અલ્યા ૪૦—અલ્યા મિંદુ, તું આવો ક્યાંથી નીવડયો ? આ તું નથી હણાતો પણ તારા દુર્ગુણ હણાય છે—તારા દુર્ગુણને લીધે તને માર પડે છે ! અથવા, કવિ કહે છે કે શું દુર્ગુણો કાંઈ નાશ થાય છે ?

લોક કહે મહારાજ, આ દાવે દુશ્મન આવ્યો,
મુક્ત કરે કોણ એને, પાધરો કહું પળા ! ૧૬૫
કહી એટલું ત્યાં વળી, થુંકવા લાગ્યા તમામ,
માર પણ પડ્યો પૂરો, ઇંદુ દિલગીર છે;
પ્રતિજ્ઞા કહી પોતાની, મિંદુને જો મારો તમે,
નાશી જાઉં અમે હ્યાંથી, વા'લો મારો વીર છે;
તોય કોણ મૂકે તેને, તદા કને ગયો ઇંદુ,
આલિંગી પડ્યો અતિશે, શું બિડાલ કીર છે !
મહામહાયત્ને તેને, મુક્ત કરાવીને ચાલ્યો,
વિશ્રામે આવ્યા પૂઠે સૌ, ધ્યાને ધરી ધીર છે. ૧૬૬
પૂછી પેર ઇંદુએ ત્યાં, કોણે વાત કહી દીધી,
ષટકર્ણી ના'તી જેહ, ગૂઢ રાખી'તી અતિ;
મિંદુ મુખ મરડી કે', ઘડાવ્યો તમે એ ઘાટ,
હવે વાત આડી કરો, મુઝાઇ મારી મતિ;
ઘેર જવા ઘોને મને, મારવા શું રાખ્યો અહીં ?
એમ કે' નિઃશ્વાસ નાખે, કરી છત ત્યાં છતી !
એવે મુખી આવ્યા તહીં, માંડી વાત જાણી કહી,

---

૧૬૫ માલવનો—માર ખાઇને શક્તિહીન થયેલો કે તુચ્છ. બુરી બલા —(પાપરૂપી). કૂડી ઇ૦—પણ બીજાનું માઠું કરવાને યત્ન કરનારની કળા (તેજની કળા) માત્ર ઓછી થાય છે. પળા ઇ૦—કહેનાર કહેછે કે હું તો એને પાધરો (તરતજ) પળા (વેઠ) કહું છું ! ! અથવા, તુરત કે સીધો નાશી જા, એમ કેમ કહું ?

૧૬૬ બિડાલ ઇ૦—જાણે બિલાડાએ પોપટને પકડ્યો હોય તેમ તેને લોકોએ ઝાલ્યો હતો. વિશ્રામે—ઇંદુના સ્થાનમાં.

મિંદુ કહે ખોટું સર્વ, શું રૂઠી મારી રતિ ! ! ૧૬૭
મુખી નમી હોઠ દાબી, વદ્યો વાર વાર તદા,
ખોટું વદે દ્વિજ થઈ, ધિઃક ધિઃક ધિઃક છે;
કપટનો કૂડો પંથ, કરી તરી ગયો જાણે,
બચી ગયો માને મૂર્ખ, ઠીક ઠીક ઠીક છે ! !
જોજે તું હવે જરૂર, કપટનું ચપટ શું,
ચપટી વગાડયે થાય, બીક બીક બીક છે;
આવરદા આવી રહ્યો, મારે મુખ જૂઠું વદે,
શુકન ન સારા થાય, છીંક છીંક છીંક છે ! ! ૧૬૮
સમજાવ્યો ઇંદુએ ત્યાં, મુખીને અપાર વાર,
ઉપકાર કરે તેના, પર ઉપકાર જે;—
કરે તે તો ઘણા લહ્યા, કિંતુ અનુપકારીને,
ઉપકાર કરનાર, મોટા નિરધાર તે;
શાસ્ત્રનો સિદ્ધાંત એહ, સાચવવો મારે સહી,
આચરવો એહ ધર્મ, કષ્ટ જો અપાર દે;
હોઠ દાબી મુખી વદે, એમ કરો દ્વિજદેવ,

---

૧૬૭ ષટકર્ણી—છ કાને થયેલી—ત્રણજણે જાણેલી. નીતિશાસ્ત્રમાં કહેછે કે:—

" षट्कर्णो भिद्यते मंत्रश्चतुष्कर्णः स्थिरोभवेत् ।
द्विकर्णस्य तु मंत्रस्य ब्रह्माप्यंतं न गच्छति ॥"

અર્થ—'છ કાને ગયેલી વાત ફેલાય છે, ચાર કાનની વાત સ્થિર થાય છે, અને બે કાને રહેલી વાતનો અંત તો બ્રહ્મા પણ પામી શકતા નથી. કરી ઇ૦—એમ એની કૃતઘ્નપણાની છત પ્રસિદ્ધ કરી. રતિ—ભાગ્ય—નસિબ. ૧૬૮ હોઠ દાબી ઇ૦—( ક્રોધના અનુભાવ ).

પણ પય પાઇ સાપ, ઉછેરવો સાર એ ! ૧૬૯
એમ વાતચીત કરી, મુખી ઘેર ગયા જાણ,
બોલાવી કહ્યું ત્યાં બેને, મિંદુ મારવો નકી;
વારૂ કહી વળ્યા તેહ, અર્ધરાત્રિ થતાં ગયા,
દિવાલને કોચી પેસું, શાર શારવો નકી;
ઈંદુ મહારાજ કદી, બચાવવા સામા થાય,
તેને પણ તાપ દેવો, ડરે ડારવો નકી;
ભાગી રાતે ભીંત કોચી, પેઠા બન્ને ઘરમાંય,
આમતેમ જોયું સર્વ, વેરી વારવો નકી. ૧૭૦
ઈંદુ મિંદુ સાથ સૂતા, બીજા ભલા ભક્ત કને,
મારવો મિંદુને ત્યાંથી, કપરી એ વાત છે;
એકે ઉપાય ન લહ્યો, તદા લાત મારી તેને,
ઉઠય ઉઠય કહ્યું અલ્યા, ભૂંડી તારી ભાત છે;
મિંદુએ ત્યાં બૂમ પાડી, જાગ્યા ઇંદુ આદિ સહુ,
ખડ્ગધર ભાળ્યા દ્વય, ગઇ અર્ધ રાત છે;
ફેર જોઇ કંપે કાય, વેર વાળવા બે આવ્યા,
ઇંદુ બાઝયો મિંદુને ત્યાં, જાણે એક જાત છે ! ૧૭૧
મારનાર કહે મૂકો, એને મારવો છે નકી,
વાર કરો વારૂ નહિ, વેળા વ્યર્થ વાય છે;

---

૧૬૯ હોઠ દાબી—( મિંદુ પર વેર લેવાતું નથી બની આવતું તેના ક્રોધથી ).

૧૭૦ બેને—પોતાના કોળીઓને. મિંદુને મારવા ગયેલા ચોર વિચાર કરે છે: દિવાલને ઇ૦. ડરે—ડર આપીને. ૧૭૧ ખડ્ગધર—તરવારવાળા. દ્વય—બે.

અમારા ગુરૂજી તમે, માટે માન રાખી રહ્યા,
નિકર બન્નેને મારૂં, છોડો વાર થાય છે;
મિંદુ કહે ભ્રાત મારા, ઉગારચ તું આણી વાર,
અપરાધ ક્ષમા કરચ, જીવ મારો જાય છે;
તારનાર તારા વિના, ભૂતળમાં કોઇ નથી,
ઉગારચ તું આણીવાર, તારે શર્ણુ કાય છે ! ૧૭૨
તદા ઈંદુ મુખ વધ્યો, મને માનો ગુરૂ તમે,
ત્યારે ગુરૂ વેણ પાળો, મારશો એને નહિ;
મારનાર વધ્યા ત્યારે, વેણુ એ પળાય નહિ,
માર્યો વિણ મૂકું નહિ, સત્ય વાત એ કહી;
એમ વદી કહ્યું મૂકો, તોય મૂક્યો નવ જ્યારે,
ત્યારે કર સાહી ખેંચ્યો, ક્રૂરતા અતિ લહી;
કને અન્ય ભક્ત ઉભા, તેમને ઈંદુએ કહ્યું,
મારા મિત્રને મૂકાવો, મારા જો થયા સહી. ૧૭૩
ચાર પાંચ ભકતો ઊઠ્યા, વાર્યા મારનાર તેણે,
વધ્યા શસ્ત્રધારી તેહ, એને મૂકિયે નહિ;
મુખીએ હુકમ કર્યો, પાળવો અમારે તે તો,
ગમે તેમ થાય તોય, ચોટચ ચૂકિયે નહિ;
ઇંદુતણા ભક્ત ત્યારે, મુખથકી વધ્યા આમ,
ગુરૂવેણુ માની જાવ, બીજે રૂકિયે નહિ;
નાના કહ્યું તેમણે ત્યાં, ઘાત કરૂં ગુરૂતણો,
બોલ મુખીતણો પાળું, ધંધે ઢુંકિયે નહિ. ૧૭૪

---

૧૭૨ તારનાર—અર્થાત્ બચાવનાર. ૧૭૪ શસ્ત્રધારી—હથિયાર-વાળા ( ખુન કરવા આવેલા ). ગુરૂવેણુ ૪૦—તમે આપણા ગુરૂનું

હિંદુભક્ત વધ્યા ત્યારે, ભાઈ જાયો પૂત પ્રાણ,
આગે છતાં ઘાત કરે, ગુરૂ ઘાગ્યા દૂભાવી;
મારનાર વધ્યા ત્યારે, મોત વિણ મરે નક્કી,
જુઓ મારિયે મિંદુને, લડાઈ ત્યાં તો હવી;
મારનાર વારનાર, લઢવા લાગ્યા અપાર,
કંપે હિંદુમિંદુ સાર, દીન શશિ ને રવિ;
ધક્કાધક્કી ચાલી પે'લાં, પછે ખડ્ગ ખેંચાયાં ત્યાં,
વપરાવા લાગ્યાં તર્ત, મળિયા અનુભવી. ૧૭૫
જોત જોતા માંહી ગયા, બેચારના જીવ ત્યાંહી,
હિંદુમિંદુ નાશી ગયા, મંદિરની બારણે;
વાંકીચૂંકી વાટચ લેઇ, નાસતા નસાય તેમ,
ઊભા રે'તા નવ રજ, જીવ્યાકેરે કારણે;
મિંદુ માર્ગમાંહી વદે, ભાઈ રાખ્યો જીવતો તેં,
ઉપકાર તારો અતિ, ધરૂં ધ્યાન ધારણે;
એમ વાતો કરતાં તે, વેગે ચાલ્યા જાય જાણ,
નાસે છે નસાય તેમ, વેરી નહિ વારણે. ૧૭૬
મારનારમાંનો એક, મારામારીમાં મરાયો,
બીજાએ બે ચાર માર્યા, જોરાળાની જાત છે;

---

વેણ માનીને જાઓ; અમે બીજે (બીજા કોઈ કામમાં) રૂકિયે નહિ—રોકવાના નથી. ધંધે ઈ૦—ધંધો કરતાં અમે ગુરૂને પણ ઢુંકિયે—જોઇએ નહિ. અર્થાત્ અમારૂં કામ કરતાં ગુરૂ આડચે આવે તો તેને પણ અમે મારીએ.

૧૭૫ અનુભવી—એક બીજાને જાણનારા કે શસ્ત્ર વિદ્યાના અનુભવી. ૧૭૬ વેરી ઈ૦—તેમને વારણે (અટકાવવામાં) કોઇ વેરી નહોતો—કોઇ દુશ્મને આવી ખાળ્યા નહિ.

એક બે ત્યાં નાશી ગયા, પછે મિંદુકેરી શોધ,
કરવા તે લાગ્યો જાણ. અંધારી ત્યાં રાત છે;
જોતાં જડચો નહિ જ્યારે, ત્યારે રૂંધી સર્વ દ્વાર,
આસપાસ જોવા લાગ્યો, થયા શસ્ત્રપાત છે;
ઇંદુમિંદુ જડ્યા નહિ, ગભરાયો ત્યારે અતિ,
અરે ! હા ! કરૂં હવે શું, પ્રકાશ્યો પ્રભાત છે ! ! ૧૭૭

મૂઆ મૂકી સર્વને તે, ચાલ્યો ગયો ચટ લેઈ,
મળ્યો જઇ મુખીને તે, વાત માંડીને કહી;
ઇંદુમિંદુ ગયા બેય, જડતા નથી જરૂર,
કરવું હોયે તે કરો, સત્ય એ કહ્યું સહી;
ઇંદુ ગયાકેરી વાત, જાણી મુખી ઉઠચો તર્ત,
જઇ ધર્મશાળા જોઇ, વાંકી વાત ત્યાં લહી;
મુડદાં લહ્યાં બે ચાર, ગુરૂરાજ મિંદુ નહિ,
ગામમાંહી ચાલી વાત, છાની નવ તે રહી. ૧૭૮

ઇંદુ મહારાજ ગયા, જાણી સર્વ ગામ ધાયું,
શોધવાને દશોદિશ, અરે હાય શું થશે !
ઘોડેસ્વાર મુખી થઇ, બીજો સાથ એવો લેઈ,
ગયા શોધ કરવા તે, વિયોગ મને વસે;
મૂઆ લોકતણો શોક, કોઇ નવ કરે રજ,
ઇંદુ ગુરૂ ગયા તેણે, કોઇ નવ ઉલ્લસે;
બ્રાહ્મણ બે ભાગનાર, શોધનાર કોળી ઘણા,

---

૧૭૭ થયા ઇ૦—એમને તો લઢાઈ શસ્ત્રપાત થયા નથી ! ઝટકા વાગવાથી મરાયા તો નથી ! અથવા તેને પોતાને પણ ઝટકા વાગેલા છે.
૧૭૮ વાંકી વાત—( રાતે બનેલા બનાવની ).

કહો ભાગી જાય ક્યાંહી, ખંતથી કેતું ખસે ! ૧૭૯
ઘોડે સ્વાર મુખી થઇ, જેહ શોધવાને ગયા,
તેમણે દીઠા બે જતા, વારૂ થઇ વારતા;
આવતા જોયા જ્યાં જન, કંપવાને લાગ્યા બેય,
મિંદુ કહે મોત આવ્યું, મુખી થયો મારતા;
ઈંદુ કહે પુણ્ય તારાં, પ્રગટ્યાં આ ભાઇ પૂરાં,
હવે ઊભા રહો આંહી, જોઉં ધ્યાન ધારતા;
વાતો એમ કરે જેવે, એવે સર્વ આવી પો'ચ્યા,
નીચા ઉતરી નમે સૌ, જાણે અર્થ સારતા ! ૧૮૦
મુખી પાય લાગી કહે, અવકૃપા આવડી શી,
ત્યાગ અમારો કરો શો, કહો કશો વાંક છે ?
ઈંદુ કહે ભ્રાત મારો, મરાવવા ધારો તમે,
મારૂં કહ્યું માનો નહિ, જૂઠી મુખ ઝાંક છે;
મુખી કહે ગુરૂદેવ, ક્ષમા કરો ભૂલ્યા અમો,
હવે નવ કરૂં કાંઇ, થઇ ગયું કાંક છે;
ઈંદુ કહે આવું નહિ, મારવા હોયે તો મારો,

---

૧૭૯ એવો—ઘોડેસ્વારનો. શત્રુપણાથી શોધ કરવા નથી ગયા પણ ભક્તિભાવથી ગયા છે તે વર્ણવે છેઃ વિયોગ ઇ૦. ઉલ્લસે—ઉલ્લાસ પામે છે. કેતું—કેટલું.

૧૮૦ મારતા—મારનાર. ઈંદુ કહે પ્ર૦—અર્થાત્ એ તેડવા આવ્યા છે માટે હવે કાંઇ ડર નથી. બીજી રીતે વક્રોક્તિ પણ છે. એવીરીતે કે આપણે નાસવું પડે છે અને આ લોકો પકડવા આવ્યા છે, એ તારાજ કર્મનાં ફળ છે ! જોઉં ઇ૦—એ સર્વ હવે પોતાના ધ્યાનમાં શું ધારે છે તે હું જોઉં. જાણે ઇ૦—જાણે ઈંદુ તેમનો કોઇ અર્થ સારનારો હોયની ? તેમ જેઓ સૌ નીચા ઉતરીને તેમને નમે છે.

ભાળું નવ ક્રૂરને હું, દ્વિજ જાત શંક છે. ૧૮૧
શોધનારને એવે ત્યાં, જાણ થઇ ગયું ઝટ,
મળ્યા મુખીને ગુરૂજી, સર્વ ત્યાંહી આવિયા;
વાત સુણી સર્વ કોઇ, મુખ્ખીને નિંદે અપાર,
ચાલો ગુરૂજી કહે સૌ, ભેદ નવ ભાવિયા;
કો'તો મુખીકેરૂં અમે, મુખ નવ જો'એ નકી,
તમારા વિના ન રૈ'યે, રંકજન કા'વિયા;
તમે ગુરૂજી ન આવો, અમો પણ જૈએ નહિ,
જયહાં જાવ ત્યહાં આવું, આ દિન શે લાવિયા ! ! ૧૮૨
મુખી મુખ વદ્યા ત્યારે, કાળપ આ કાઢો મારી,
નિકર હું પ્રાણ અર્પું, સત્ય સાંઈ ! હું કહું;
ઇંદુ કહે સુણો સર્વ, અમો પાછા વળું આજ,
પાંચ દિન રહું તહીં, મુઆ કોણ તે લહું !
પછી સર્વ મળી તમે, રજા આપજો જવાને,
માતપિતાને મળું હું, સાંભળો તમે સહુ;
બીજું આ મિંદુને કોઇ, મારે નવ એમ કરો,
ત્યારે હું તો પાછો વળું, નિકર વાટે વહું ! ૧૮૩

---

૧૮૧ ઝાંક—ઝાંખી—દર્શન ( કે જક ). તમે મોઢે જે કહી બતાવો છો તે જૂઠું છે. ક્રૂરને—તમારા જેવા નિર્દયને.

૧૮૨ ચાલો ઇ૦—સૌ કહે છે કે હે ગુરૂજી ! તમે ચાલો. ભેદ ઇ૦—તમે આવા ભેદ ( નાશી જવા રૂપી પ્રપંચ ) કરોછો તે અમને ગમતા નથી. જો'એ—જોઇએ. રૈ'યે—રહિયે.

૧૮૩ કાળપ—ગુરૂને નસાડી મૂકવા રૂપ કલંક. વાટે વહું—ચાલ્યો જાઉં.

સર્વ કહે વારૂ એમ, ગુરૂ મન ગમ્યું કરો,
ચાલો જી અમારી સાથ, બેશીએ ઘોડે ચડી;
ઉંચકી બેસાડ્યા ગુરૂ, તેમ મિંદુને બેસાડ્યો,
ગીત ગાતે લેઇ ચાલ્યા, ધન્ય માની તે ઘડી;
મુઆકેરો શોક કોઇ, કરતું નથી ત્યાં રજ,
ગાજતે વાજતે આવ્યા, જાણે નવ કો રડી !
આનંદ થયો અપાર, આવ્યા ધર્મશાળા માંય,
પળમાં કર્યું સૌ સ્વચ્છ, હર્ષને રે' શું અડી ? ૧૮૪
ઇંદુકાજ જેહ જન, મર્ણું પામી ધર્ણે પડ્યા,
તેનાં સગાંવા'લાં કાજે, સારી સોઇ કરાવી;
મિંદુ આખી રાત નવ, ભય ધરી ઉંઘતો ત્યાં,
શકે મને હણે કોઇ, ધ્યાને રે'તો ધરાવી;
પંચ દિનતણો જેહ, વાયદો કરેલો હતો,
ગણતો તે વાર વાર, દિલને તે ડરાવી;
લાલચો આપે અતિશે, વારંવાર ઇંદુને તે,
ઘેર સુખ અપાર છે, ભાર દેતો ભરાવી. ૧૮૫
ઇંદુ કહે મિંદુ ભ્રાત, શુદ્ધ મને વાત કરો,
ઘેર આવવું જરૂર, વ્યર્થ નવ બોલશો;

---

૧૮૪ જાણે ઇ૦—મરી ગયેલાં મનુષ્યોનાં સગાંવહાલાં પણ રડતાં નથી ! ઇંદુ ઉપરની લોકોની અપાર પ્રીતિ સૂચવી છે. હર્ષને—હર્ષથી થયેલા ઉત્સાહને લીધે.

૧૮૫ ધર્ણે—( ધરણી ) પૃથ્વી. સોઇ—( ગૂજરાત વગેરેની ). ધ્યાને ઇ૦—ધ્યાનમાં એ વાતને ધારણ કરાવીને રહેતો—એ વાત તે વીસરતો નહિ. ભાર ઇ૦—તેના મનમાં ભાર ભરતો અર્થાત્ સુખની વાતો તેના મનમાં ઠસાવતો.

વૃથા વાણી વધ્યા થકી, રીઝે અજાણ્યા જે જન,
અમો સર્વ જાણું ભ્રાત, તોલ રૂડો તોલશો;
માતપિતા મળવાને, મન એકતાર થયું,
જઇશું જરૂર ભાઇ, દાવથી ન ડોલશો;
મિંદુ કહે એવું કાંઇ, ભેદ ભર્યું કે'વું નથી,
મનગમ્યું કરો તમે, ખરૂં ખાંતે બોલશો. ૧૮૬

જોતજોતામાંહી વીત્યા, ચપેટીમાં ચાર દિન,
ઇંદુએ મુખી બોલાવી, જવાનું નક્કી કર્યું;
થોડા દિન રહી ઘેર, પછે આવું અહીં અમો,
માતપિતાને મળું જૈ, જાણું કાર્ય હું સર્યું;
જાવાકેરૂં મન જોઈ, રોઇ સોઇ મુખી કરે,
ગામમાં ગમે ન કોને, દિલ ઘણાનું ડર્યું;
મુખી આદિ મુખ્ય જન, ઘેર સુધી વળાવવા,
સજ થયા વાહન લૈ, હેત કોએ ના હર્યું. ૧૮૭

પાંચમો દિવસ થયો, તદા ઇંદુમિંદુ સાથ,
નિકળ્યા તે ઘેર જવા, ઉમંગ અંગે અતિ;
ઘણા જન સાથે તેહ, વાટે ચાલવાને લાગ્યા,
ગામ લોક રડે ઘણું, મુઝાઇ સૌની મતિ;
ઘણે છેટે સુધી ઘણા, લોક વળાવાને ગયા,
ઊભા રાખ્યા રહે નહિ, કરે ગરવી ગતિ;

---

૧૮૬ તોલ ૪૦—અર્થાત્ હું વૃથા વાણીથી રીઝું એવો છું કે નહિ એ વાતનો નિર્ણય કરશો. દાવથી ૪૦—પ્રપંચ કરવાની કાંઈ જરૂર નથી.

૧૮૭ ઘેર સુધી—ઇંદુના ઘર સુધી. કોએ—કોઈએ. અર્થાત્ ઇંદુ હવે જવાનો છે એમ જાણીને કોઇએ તેના ઉપરનું હેત કમી કર્યું નહિ.

ઘણે દૂર આવ્યા જાણી, ઈંદુએ ઊભા રાખ્યા સૌ,
ઘણા જન સાથે હવા, ગુરૂની ગાઢી રતિ ! ૧૮૮
દેખાતા થયા જ્યાં બંધ, અંધ સમ બની સર્વ,
ગામ લોક ઘેર ગયા, જીવ ગુરૂ કને છે;
દર મજલ કરતા, કોઈથી ન ડરતા તે,
ઘણું ચાલી ગયા જાણ, તાપ નવ તને છે;
એવે સ્મૃતિ બિંદુને ત્યાં, રાજસભાકેરી આવી,
અરે હાય ! થશે કેમ, મુઝાયો તે મને છે;
સાથે લોક આવ્યા સર્વ, મારો ગર્વ જાણશે સૌ,
હા હા ! હવે કેમ થશે, આવ્યો ખોટે દને છે ! ૧૮૯
સાથે આવ્યા જેહ જન, સહુ કો તે જાણી જશે,
પિછાની લે પેર મારી, કેમ કરવું હવે ?
ઇંદુને એકાંત તેડી, રાજસભાતણી વાત,
માંડી કહી સર્વસ્વ ત્યાં, ભૂલો પડ્યો હું ભવે;
મારણ થયું છે તમારૂં, એવી વાત વધો હુંય,
ક્ષમા કરો સર્વ મિત્ર, રોદન ( શું ) કરૂં રવે !
ખરેખરૂં હતું જેહ, તમને જણાવ્યું તેહ,
મારો કે મને ઉગારો, બગડ્યું લાવો સવે. ૧૯૦

---

૧૮૮ સાથે હવા—સાથે ચાલ્યા. રતિ—પ્રીતિ. ૧૮૯ રાજસભાકેરી —બે માસમાં આવીને યજ્ઞનું નામ કહી વાદ કરવાનો રાજાને વાયદો કર્યો હતો તેની. આવ્યો ઇ૦— તેના ભુંડા દિવસ આવ્યા !

૧૯૦ ભવે—સંસારમાં. રોદન ઇ૦—હવે હું રવે ( શબ્દવડે— વિલાપ કરીને ) રોઉં શું? બગડ્યું ઇ૦—એવી રીતે જે બગડ્યું છે તે સવે લાવો—સુધારો.

ઈંદુ ત્યાં નિઃશ્વાસ નાખી, કહે અલ્યા કર્યું કશું ?
શો અપરાધ કર્યો મેં, કૂડું તારૂં કામ છે ?
પંડિતો મળ્યા તમામ, રાજસભા મધ્યે જેહ,
(ત્યાં) અવળું કર્યું તેં કામ, થયું નીચ નામ છે !
કર્યાં કૃત્ય તારાં જે જે, તેના સામું હું ન જોઉં,
તારૂં સારૂં થાય તેમ, કરવું તમામ છે;
રાજસભા માંહી કે'જે, આ છે મારો શિષ્ય જાણ,
સાક્ષીરૂપ થજે તુંય, લેજે મળે દામ છે ! ૧૮૧
મારા મણુતણી વાત, સર્વને તેં કહી હોય,
ફેરવી તે દેજે ફૂટ, ભલો તારો ભાર છે;
મિંદુ કહે વારૂ એમ, સર્વ પ્રકારે હું કરૂં,
પણ સાથ આવ્યા સર્વ, પામે મારો પાર છે;
ઈંદુ કહે પામ્યા પાર, હવે બાકી કાંઇ નથી,
જાણવાનું જાણી ગયા, જાણતાં શી વાર છે;
તદપિ કરૂં હું કાર્ય, નિંશ્ચિતપણે તું રે'ને,
વાત નવ કરે વારૂ, તંતે બાંધ્યો તાર છે. ૧૮૨
એવો દઢ નિશ્ચે કરી, આગળ ચાલિયા સર્વ,
રત્નપુરી આવી પો'ચ્યા, જન ઘણા સાથ છે;
મિંદુ કહે ઈંદુ ભ્રાત, હવે જીવતો તું રાખે,

---

૧૮૧ સાક્ષીરૂપ—માત્ર વાદને સાંભળનાર. લેજે ઇ૦—અને ત્યાં જે દામ મળે તે લેજે.

૧૮૨ ભલો ઇ૦—અર્થાત્ એમ કરવાથી તારો ભાર ભલો રહેશે. તંતે ઇ૦—તંતમાં જેમ તાર બાંધ્યો હોય—જેમ તારથી બાંધીને તાંતો કર્યો હોય, તેવા એ સર્વ મારાથી બંધાયલા છે.

મારી દોરી સર્વ ભાઇ, નકી તારે હાથ છે;
હું પાછો આવ્યો છું એવી, અહુના ખબર થાશે,
રીઝશે રાજા અપાર, ભલો પુરનાથ છે;
સર્વ સભા જીત્યા પછે, રાજા દ્રવ્ય આપે જેહ,
સર્વસ્વ હું અર્પું તને, ભાર તારે માથ છે. ૧૯૩
કર્યાં મેં જે કૃત્ય ભાઇ, તે કોઇને કે'શો નહિ,
પ્રેમ પૂરો રાખ્યો તેવો, રાખજો હવે તમે;
ઇંદુ કહે વાર વાર, કે'વાથી ન વધું થાય,
બોલ્યું સત્ય કરીશ હું, દાવ ન મુને દમે;
એમ વાત કરતા તે, પુરમાંહી આવી પો'ચ્યા,
ઇંદુ ઘર ભણી ગયા, દુષ્ટતા કેવી શમે !
ઉતરી ત્યાં વાહનથી, મિંદુ પે'લો ગયો ઝટ,
ઇંદુના પિતાને મળ્યો, દુઃખી ડોસા તો જમે. ૧૯૪
કહ્યું ઇંદુ આવ્યો બા'ર, તેડી હું લાવ્યો આ વાર,
સુણી વાત ગ્રાસ તજી, ડોસા ઉઠિયા તદા;
ત્યાર પે'લી તેની માત, સુત મળવાને સોંઢી,

---

૧૯૩ દોરી—જીવિત, પ્રતિષ્ઠા, વગેરેનું સાધન. અહુના—હમણા. માથ—માથે. અર્થાત તારે સભામાં જય મેળવવાનો છે.

૧૯૪ દાવ ઇ૦—કોઇના પ્રપંચથી મને હરકત થવાની નથી. અર્થાત્ સભામાં પ્રતિવાદીઓના દાવથી હું હારવાનો નથી, અથવા તું જો તારૂં કામ કાઢી લેવાને આવો પ્રપંચ કરતો હોઇશ તો તેની પણ મને ફિકર નથી ! દુષ્ટતા ઇ૦—કવિ કહે છે કે, ગમે તેટલા ઉપાય કરો પણ દુષ્ટતા શમવાની તો વાતજ કેવી ? અર્થાત્ અહીં પણ મિંદુ ઇંદુથી વેહેલો તેને ઘેર જઇને પોતાનાં વખાણ કરી વળ્યો ! ( જુઓ છંદ ૧૯૫ ). દુઃખી ઇ૦—દુઃખી ડોસા ( ઇંદુના પિતા ) તે વખતે જમતા હતા.

મળ્યાં માત તાત વેગે, સુખી થયાં સર્વદા;
સાથે જન હતા જેહ, તેહને બોલાવ્યા ભાવે,
સર્વ ગૃહમાંહી આવ્યા, આનંદ હવો યદા;
મિંદુ કહે મહાયત્ને, શીખવું સમાપ્ત કરી,
તેડી લાવ્યો હું પિતાજી, અન્યનું માને કદા ? ૧૯૫
વૃદ્ધ વિપ્ર કહે ભ્રાત, વારૂ વાત કરી તેં તો,
સારથક સર્વ કર્યું, ટાળ્યું દુઃખ અમારૂં;
સુતને અલિંગન દૈ, કહ્યું ઊઠો સ્નાન કરો,
અન્યને ઉતારા આપ્યા, ભલું થાય તમારૂં;
કહ્યું મારો સુત લાવ્યા, મેળો કરાવ્યો તમે તો,
પ્રભુ પ્રેમ રાખો પૂરો, સર્વસ્વ થયું સારૂં;
મિંદુને કહ્યું તે વાર, ભાઇ અહીં જમજે તું,
ઘેર કા'વી મોકલું હું, ધ્યાનમાં રૂડું ધારૂં ! ૧૯૬
મિંદુ કહે વારૂ એમ, જેમ રૂચે તેમ કરો,
એવે પસરી છે વાત, સગાવા'લા આવિયા;
મિંદુપિતા આવ્યા તર્ત, ઇંદુમિંદુ આવ્યા જાણી,
ભાવ ધરી ભેટિયા તે, કરૂણાળુ કા'વિયા;
આડોશીપાડોશી સગાં, મળવાને આવ્યાં જેહ,
સુખી થયાં સર્વ તેહ, ભ્રાત ભલા ભાવિયા;
સમય થયો કે સર્વ, જમવાને ઉઠ્યા તેહ,

---

૧૯૫ ગ્રાસ તજી—હાથમાંનો કોળિયો પડચો મૂકીને. સોંઢી—ચાલી.
૧૯૬ ભલું ઇ૦—(ઇંદુના વૃદ્ધ પિતાનો આશિર્વાદ). ઘેર—તારે (મિં-દુને) ઘેર.

સગાવા'લા ઘેર ગયા, રૂપે લક્ષ લાવિયા. ૧૯૭
પસરી પુરમાં વાત, બિંદુ ઇંદુ લેઇ આવ્યો,
સભા જીતશે એ નકી, પાણીવાળો ઇંદુ છે;
નૃપાળે જાણી તે વાત, તુર્ત તેડું મોકલ્યું ત્યાં,
કે'વડાવ્યું વિનયથી, મોટા દેવ બિંદુ છે;
સભામાંહી આવો વેગે, વાર નવ કરો રજ,
આરંભાયો યજ્ઞ મારો, મળ્યા ગુણસિંધુ છે;
આવ્યા તમારી જે સાથ, તેડી લાવો તેમને તો,
વાટય જોઇ બેઠા અમો, કયાં સમુદ્ર બિંદુ છે! ૧૯૮
બિંદુએ પેરેથી પૂછ્યું, કેમ ઇંદુ ભ્રાત મારા,
રાજસભામાંહી જાશું, ઇચ્છા શી છે આપની?
ઇંદુ કહે ચાલો વેગે, ઘેર પછે આવું જાણ,
વિદ્વાન સાથે વિવાદ, કરૂં શાંતિ શાપની!
એમ કહી ઉઠી ચાલ્યા, બન્ને ભ્રાત ભલા ભાળ્યા,
સુખી દુઃખી થાય લોક, માળા જપે જાપની;
કોઇ કહે કાઢે નૃપ, પિતાને ન મળ્યા પૂરા,
અરે હવે થાય કશું, જાગી પીડ પાપની! ૧૯૯

---

૧૯૭ રૂપે ઇ૦—ઇંદુના રૂપ ઉપર તેમનું લક્ષ ગયું. અર્થાત્ તેને જોઈનેજ બધાએ જાણ્યું કે આ પરાક્રમી છે.

૧૯૮ પાણીવાળો—વિદ્યારૂપી તેજ—બળવાળો. મળ્યા ઇ૦—તેમાં ગુણના સિંધુરૂપ વિદ્વાનો મળ્યા છે. અથવા ગુણના સિંધુ જેવા તમો મળી-આવ્યા છો. કયાં ઇ૦—તમે તો સમુદ્ર જેવા છો અને અમો તો બિંદુ જેવા છીએ!

૧૯૯ શાંતિ ઇ૦—તમને જે અપમાન રૂપ શાપ લાગ્યો છે તેની

ના ના કહ્યા છતાં બન્ને, રાજસભા જઈ પો'ચ્યા,
ઇંદુપિતા રડે અતિ, અરે હવે શું થશે ?
ઇંદુકેરા ભોમિયા જે, સાથે આવ્યા હતા તેહ,
એકમત થઈ બોલ્યા, ખાંતથી ખોટું ખસે;
જીતી સર્વને તો જાણો, પૂર્ણ પ્રીતિ મેળવીને,
હમણાં એ આવ્યા નિશ્ચે, વારૂ વપુમાં વસે;
આશ્વાસન એમ કરે, ધીરજ ન ધરે વૃદ્ધ,
અર્થ કેવો સરે ભાઇ, પંડિતો ઘણા હશે. ૨૦૦
સેવકે ખબર કરી, મિંદુ મહારાજ આવ્યા,
નૃપ ઉઠી ઊભો થયો, સનમાન કારણે;
બેસાર્યો બે દ્વિજ પછે, પૂજનાદિ કર્યું પ્રેમે,
સમાચાર પૂછ્યા સારા, ધ્યાન માન ધારણે;
ચાલતો હતો ત્યાં મખ, તેમાં મળ્યા દ્વિજ જેહ,
તે સહુ મશ્કરી માંય, મિંદુ નમે મારણે;
ઈંદુ સર્વ સમજે તે, મિંદુ હર્ષ પામે વ્યર્થ,
રાય કહે કેમ હવે, વિપ્ર રાખું વારણે ! ૨૦૧

---

શાંતિ કરૂં. ( ' કરૂં ' ક્રિયાપદનો અન્વય બન્ને પાસે કરવો ). સુખી ઇ૦—જે લોકો ઈંદુને પંડિત જાણતા હતા તેઓ સુખી થતા હતા તથા જેઓ મિંદુને હારવાથી કાઢી મૂકશે એમ જાણતા હતા તેઓ દુઃખી થતા હતા.

૨૦૦ ખાંતથી ઇ૦—જે ખોટું હશે તે ખાંતથી ખશી જશે. અર્થાત્ ઈંદુનું કાંઇ ખોટું થવાનું નથી. આવ્યા—( ભવિષ્યાર્થે ભૂતકાળ ). વારૂ ઇ૦—એના વપુ( શરીર )માં વારૂ ( સારૂ—વિદ્યા તેજ ) વસે છે. અર્થ ઇ૦—અરે ભાઈ ! ત્યાં ઘણા પંડિતો હશે તેથી તેમનો અર્થ કેવી રીતે સરશે ?

૨૦૧ ધ્યાન ઇ૦—તેને માન આપવાની ધારણા તેના ધ્યાનમાં હો-

તમે યજ્ઞનો આરંભ, કરાવ્યો તે રહ્યો જુઓ,
બીજો યજ્ઞ આચર્યો મેં, કહો હવે શું કરૂં ?
મિંદુ કહે રાય મોટા, અમો નવ બોલું રજ,
સાક્ષી રૂપ રહું નહી, ધ્યાનમાં રૂડું ધરૂં;
આ છે મારો વડો શિષ્ય, મારી વાત સિદ્ધ કરે,
કાન ધરે પંડિતોના, દિલથી ન હું ડરૂં;
ઇંદુ કહે એવું કાંઇ, ગુમાન કરો ન ગુરૂ !
પંડિતો આગે ન ચાલે, વાદને તોયે વરૂં. ૨૦૨

યજ્ઞાચાર્ય વધા ત્યારે, તમારા ગુરૂએ જેહ,
યજ્ઞનો આરંભ કર્યો, કશું તેનું નામ છે ?
ઇંદુ કહે એજ પૂછો, શાસ્ત્ર અર્થ ઠીક શોધ્યો !
વાજપેય નામ એનું, ધનદા તમામ છે;
યજુર્વેદમાં છે વિધિ એનો કરવાનો સર્વ,
ઇચ્છા હોય તો વદું હું, કહો કહું આમ છે;
એ પે'લાં હું પ્રશ્ન કરૂં, ઉત્તર તેનો તો દીજે,
યજ્ઞારંભ કર્યો તમે, પાત્રનું શું કામ છે ? ૨૦૩

---

વાથી. મખ—યજ્ઞ. મિંદુ ૦—તે સહુ મિંદુના મારણમાં હોઇને તેને મશ્કરીથી નમતા હતા. રાય ૦—રાજા કહે છે કે કેમ ? હવે ( યજ્ઞ કરનારા ) વિપ્રને વારશે રાખું—વાદ કરવામાટે અટકાવું ?

૨૦૨ રહ્યો—બંધ રહ્યો. કાન ધરે—કાન ઝાલે. વાદને ૦—એમ છતાં પણ તેમની સાથે વાદ કરવાની મારી ઇચ્છા છે.

૨૦૩ વાજપેય—એ નામનો યજ્ઞ. તેનું ફળ પણ ઇંદુ કહે છે: ધનદા-ધન આપનાર. પાત્રનું—યજ્ઞમાં મૂકેલાં પાત્રનું. ( ન ઘટે તે પાત્રો મૂક્યાં છે તેનું ).

પુત્રેષ્ટિ છે નામ એનું, જણાયે ક્રિયા પરથી,
ભૂલ્ય તેમાં ભારે કરો, નિષ્ફળ આ કાજ છે;
યજ્ઞપાત્ર મૂક્યાં તમે, દક્ષિણદિશાની માંય,
ઉત્તરમાં જોઇએ તે, વદા મુખે હાજ છે;
નિકર પ્રમાણ આપો, વા સુણો હું વદી દાખું,
કરી ભૂલ્ય ભારે તમે, લક્ષધાએ લાજ છે;
યજ્ઞાચાર્ય થયા જેહ, બંધ બોલતા રહ્યા તે,
અંધ બની ગયા સર્વ, વેગે આવ્યા વાજ છે! ૨૦૪
વેદનું પ્રમાણ આપી, ફેરવાવ્યાં પાત્ર તદા,
સમાધાન કર્યું સારૂં, નમ્યા સર્વ પાય છે;
રાયે ઊઠી કર્યું તદા, આચાર્યનું તિલક ત્યાં,
ઈંદુ કહે હું છું શિષ્ય, બેઠા ગુરૂરાય છે;
આચાર્ય એ થાય અને, કરાવું હું કાર્ય સર્વ,
રાજા કહે વારૂ એમ, કરો સુખ થાય છે;
બિંદુ રહ્યો બેશી પછે, ઈંદુએ આરંભ્યો યજ્ઞ,
દ્વિજ રહ્યા દ્વેષ તજી, ખરો ઓળખાય છે! ૨૦૫
વેગે વાત ચાલી જાણ, ઈંદુનાં થાયે વખાણ,
વાહ વાહ વિદ્યા ભણ્યો, ધન્ય એની માત છે;
સર્વ દ્વિજને હરાવ્યા, બિંદુને તો માન આપ્યું,
ધન્ય ધન્ય બેનો સ્નેહ, વારૂ કરી વાત છે;

---

૨૦૪ પુત્રેષ્ટિ ઇ૦—આ યજ્ઞની ક્રિયાપરથી જણાય છે કે એ યજ્ઞનું નામ 'પુત્રેષ્ટિ' યજ્ઞ છે. પુત્રેષ્ટિ—પુત્ર થવાને કરેલો યજ્ઞ. તે ભૂલ બતાવે છેઃ યજ્ઞપાત્ર ઇ૦. નિકર—નહિતો. ૨૦૫ ખરો ઇ૦—જે ખરો વિદ્વાન્ હોય તે ગમે ત્યાં પ્રસિદ્ધિ પામે છે.

ઇંદુકેરા પિતાએ તે, વાત સુણી જ્યારે સર્વ,
અતિ રાજી થયો ત્યારે, પુત્ર તો મખ્યાત છે;
મુખી આદિ સાથ આવ્યા, વાત તેમણે તે જાણી,
ત્યારે દુઃખી થયા ઘણા, મિંદુની શી ખ્યાત છે! ૨૦૬

ઘાતકી એ ગુરૂ થયો, બ્રહ્મક્ષર જાણે નહિ,
પેરને પિછાણે નહિ, જૂઠી જેની જાત છે;
પછે ઇંદુના પિતાને, તેમણે બોલાવ્યા તર્ત,
માંડી વાત સર્વ કહી, કર્યો મિત્ર ઘાત છે;
ઇંદુદેવ જાણે સર્વ, કરૂણા આણે છે ખોટી,
પાપિષ્ટ એ પૂરો દ્વિજ, વૈરમાં વિખ્યાત છે;
પુત્રઘાતતણી વાત, વૃદ્ધે સુણી જ્યારે સર્વ,
ત્યારે કંપ વશ્યો કાયે, થયો પૃથ્વીપાત છે. ૨૦૭

સાથ આ જીવાડનાર, એવું વૃદ્ધે જાણ્યું જ્યારે,
ત્યારે સનમાન અતિ, સર્વનું વૃદ્ધે કર્યું;
વારૂં વાત કરી તમે, ઇંદુ અહીં આવ્યા પૂઠે,
સમજાવું સર્વ મળી, ધ્યાનમાં મેં તો ધર્યું;
ગુરૂ કરીને બેસાર્યો, ઘાટ કરનારને શો ?
ભલાઇ એ ભૂંડી ઘણી, કાર્ય દુષ્ટનું સર્યું !!

---

૨૦૬ મુખી વગેરે દુઃખી થયા તેનું કારણ કહે છેઃ મિંદુની ઈ૦—અરે મિંદુની શી ખ્યાતિ થાય છે!! મિંદુ લાયક નથી તેમ છતાં એની ખ્યાતિ થાય છે તે મુખી વગેરેથી સહેવાયું નહિ માટે તેઓ દુઃખી થયા.

૨૦૭ મુખી દુઃખી થયા તેનું કારણ વિસ્તારથી કહે છેઃ ઘાતકી ઈ૦—મિંદુ જે ઘાતકી છે, જે બ્રહ્મક્ષર જાણતો નથી, જે પેરને પિછાણતો નથી, તથા જેની જાતજ જૂઠી છે, તે ગુરૂ થયો !!

વારૂ વાત મળ્યા પૂઠે, અધુના ન કાંઇ બને,
મને દુઃખ દુષ્ટે દીધું, સત્ય આખરે તર્યું !! ૨૦૮
એવે રાજ્યસભાથકી, ઇંદુ મિંદુ ઊઠી આવ્યા,
સાથે દ્વિજ ઘણા હતા, વખાણતા વાતને;
ધન્ય ધન્ય ઇંદુ તમે, સારૂં સારથક કીધું,
સાત પેઢી કીધી શુધ્ધ, ધરી રૂડી ખ્યાતને;
પૂર્ણપણું પોતામાંહી, છતાં ગુરૂ ગણ્યા પે'લા,
માન સર્વ તેને આપ્યું, ન ગુમાન ગાતને;
પેરે પેર એમ વિપ્ર, વખાણતા ક્ષિપ્ર ક્ષિપ્ર,
ઇંદુ ઘર પાસ આવ્યા, ગર્વ નથી જાતને. ૨૦૯
રાજ્ય સેવકાદિ પાછા, મૂકી બન્નેને ગયા જ્યાં,
કે બન્યો ત્યાં થકી છૂટા, પડી ઘેર જાય છે;
મિંદુસાથ સાથ ઘણો, ઇંદુ કરતાં તો ગયો,
તેનું મનમાં ન કાંઇ, સજ્જન મુઝાય છે;
મિંદુ એકલો પડ્યો જ્યાં, કે બડાશ મારવાને,
લાગ્યો માલવની ધણી, અતિ ખુશી થાય છે;
ઇંદુ જેવા ઘણા શિષ્ય, શીખવી મેં છોડી દીધા,
એનાથી સમર્થ મારા, શિષ્યો તો ઘણાય છે! ૨૧૦

---

૨૦૮ વારૂ ઇ૦—વારૂ, ઇંદુ મળ્યા પછી એ વાત છે; અધુના (હમણા) કાંઇ બને નહિ.

૨૦૯ ગુરૂ—મિંદુરૂપી ગુરૂ. માન—(સભા જીતવાનું). ગાતને ઇ૦—પોતાના ગાત(ગાત્ર-શરીર)ને વિદ્વાનપણાનું ગુમાન નથી. ક્ષિપ્ર ક્ષિપ્ર—વેહેલા વેહેલા.

૨૧૦ બન્યો—બન્ને (ઇંદુ અને મિંદુ). મિંદુ ઇ૦—ઇંદુની સાથે જેટલા માણસ ગયા તે કરતાં મિંદુ સાથે ઘણા માણસોનો સાથ (સમુ-

ત્યારે એક દ્વિજ ત્યાંહાં, તુર્ત એમ વધ્યા મુખ,
વડો શિષ્ય ઇંદુ કહ્યો, ખોટી એ શું ખ્યાત છે !
બિંદુ કર દબાવી કે', એનું સારૂં થવા કાજે,
વખાણ કર્યાં અતિશે, ગામનો સંઘાત છે !
એક એક મારા (જે) શિષ્ય, ભૂલાવી દે ભવિષ્ય તે,
હલકામાં હલકો આ, કરવી શી વાત છે !
ભલે બ્રાહ્મણનો સુત, વળી ગામ આપણાનો,
અન્ન ભેગો થાય તેમાં, પંડિત પ્રખ્યાત છે. ૨૧૧
ઘણા દ્વિજ વધ્યા ત્યારે, ખરૂં ખરૂં પંડિતજી !
પરમાર્થી ઘણા પોતે, ધન્ય દ્વિજદેવ છે;
માતપિતા આગે ઘણી, સ્વબડાઇ કરી વળી,
હિસાબે ન ગણ્યો ઇંદુ, ઇર્ષ્યા તતખેવ છે;
મનમાં કર્યો વિચાર, કેમ ઘાટ ઘડું એનો,

---

દાય ) ગયો, પણ તેનું માનાપમાન ઇંદુના મનમાં કાંઈ નથી; માત્ર સજ્જન ( જેઓ બિંદુના દુર્ગુણ અને ઇંદુની વિદ્વત્તા જાણતા હતા તે ) મુઝાય છે. ( એવી રીતે કે,—લોકો પણ કેવા ગતાનુગતિક છે કે જેને માન આપવું જોઈએ તેને ન આપતાં આ નાલાયક બિંદુને માન આપે છે ! ) એકલો— ( ઇંદુ વિનાનો )· માલવની—નજીવી. અર્થાત્ ખોટખોટી. છોડી દીધા— તેમને ઘેર જવાની રજા આપી.

૨૧૧ કર દબાવી—( ' ઇંદુ વડો શિષ્ય કહેવાય છે, એ બધું પોલમ-પોલ છે, પણ એ પોગળ ઉઘાડું કરવાથી તે બિચારાની જીવિકાને હાનિ થશે માટે એ વાત જવા દો, એમ સમજાવવાની ઇશારત માટે જાણે કર ન દબા-વતો હોય તેમ ) હાથ દબાવીને. ગામનો ઇ૦—ઇંદુ તો મારા ગામનો સંઘાત ( સોબત ) છે એમ જાણીને તેનાં અમે ઘણાં વખાણ કરેલાં ! અન્ન ભેગો થાય—કમાઈ ખાય. તેમાં પ્ર૦—તેટલા માટે એ પ્રખ્યાત પંડિત છે એવી વાત અમે કહેલી.

બધે માન મળે એને, શું એ મોટો દેવ છે?
ઘાટ ગોઠવ્યા પછેથી, નિશ્ચિંત થયો તે નર,
કાંઇ સ્મૃતિ આવી નવ, સાધી કેમ સેવ છે. ૨૧૨
ઇંદુ ઇંદુ સમ સૌમ્ય, શાસ્ત્રની કરતો વાત,
મિંદુને વખાણે મુખ, રાડચમાં ન રાજતો;
ઘણા દ્વિજ કહે તેને, અઘટિત અતિ કર્યું,
આચાર્યપદ ગુમાવ્યું, કથાવ્યું છે કાજ તો;
કોના ગુરૂ કોના શિષ્ય, વિત્તની વાતો છે સહુ,
આવ્યો લાગ શે ગુમાવ્યો? ભૂલ્ય ખાધી આજ તો;
ઇંદુ કહે એમાં શેનું, ગુમાવાનું દ્વિજદેવ,
છત છતી થશે સૌની, પાપ પુણ્ય પાજતો! ૨૧૩
મારા ગુરૂને પ્રતાપે, માન ઘણાં મળ્યે જાય,
કાર્ય ભલે કોનું થાય, અલાભ થઇ મને;
દ્વિજ સાથના ત્યાં બોલ્યા, સત્ય વાત કહું અમો,
ગુમાની ઘણા ગુરૂ છે, બડતાઇ શે બને?
એમનાથકી જો થોડું, શીખ્યા હશો તમે કદી,
તોય ઉત્તમતા અતિ, જોડશો કહું જને;

---

૨૧૨ પરમાર્થ—પરોકાર રૂપી પરમ ( મોટા ) અર્થને સિદ્ધ કરનારા. ( વક્રોક્તિ ). ઘાત ઈ૦—ઇંદુનો શી રીતે ઘાટ ઘડવો એની યુક્તિ મનમાં ગોઠવ્યા પછી. કાં ઈ૦—પણ એ કૃતઘ્ની મિંદુને એવી કાંઇ સ્મૃતિ ન આવી કે એણે મારી સેવા કેવી રીતે સાધી છે—શી રીતે મને ઉગાર્યો છે!

૨૧૩ સૌમ્ય—સોમના જેવા ઠંડા સ્વભાવવાળો. છત ઈ૦—જેનામાં જેટલી વિદ્વત્તા હશે તે ( એની મેળે પ્રસંગ પડતાં માલમ પડી આવશે ). કોની પેઠે? પુણ્ય ઇ૦—જેમ પુણ્ય અને પાપની પાજ એની મેળે દેખાઈ આવે છે તેમ.

ત્યારે એક દ્વિજ ત્યાંહાં, તુર્ત એમ વદ્યો મુખ,
વડો શિષ્ય ઇંદુ કહ્યો, ખોટી એ શું ખ્યાત છે ?
બિંદુ કર દબાવી કે', એનું સારૂં થવા કાજે,
વખાણ કર્યાં અતિશે, ગામનો સંઘાત છે !
એક એક મારા (જે) શિષ્ય, ભૂલાવી દે ભવિષ્ય તે,
હલકામાં હલકો આ, કરવી શી વાત છે !
ભલે બ્રાહ્મણનો સુત, વળી ગામ આપણાનો,
અન્ન ભેગો થાય તેમાં, પંડિત પ્રખ્યાત છે. ૨૧૧
ઘણા દ્વિજ વદ્યા ત્યારે, ખરૂં ખરૂં પંડિતજી !
પરમાર્થી ઘણા પોતે, ધન્ય દ્વિજદેવ છે;
માતપિતા આગે ઘણી, સ્વબડાઇ કરી વળી,
હિસાબે ન ગણ્યો ઇંદુ, ઇર્ષ્યા તતખેવ છે;
મનમાં કર્યો વિચાર, કેમ ઘાટ ઘડું એનો,

---

દાય ) ગયો, પણ તેનું માનાપમાન ઇંદુના મનમાં કાંઈ નથી; માત્ર સજ્જન ( જેઓ બિંદુના દુર્ગુણ અને ઇંદુની વિદ્વત્તા જાણતા હતા તે ) મુઝાય છે. ( એવી રીતે કે,—લોકો પણ કેવા ગતાનુગતિક છે કે જેને માન આપવું જોઈએ તેને ન આપતાં આ નાલાયક બિંદુને માન આપે છે ! ) એકલો— ( ઇંદુ વિનાનો )· માલવની—નજીવી. અર્થાત્ ખોટેખોટી. છોડી દીધા— તેમને ઘેર જવાની રજા આપી.

૨૧૧ કર દબાવી—( ' ઇંદુ વડો શિષ્ય કહેવાય છે, એ બધું પોલમ-પોલ છે, પણ એ પોગળ ઉઘાડું કરવાથી તે બિચારાની જીવિકાને હાનિ થશે માટે એ વાત જવા દો, એમ સમજાવવાની ઇશારત માટે જાણે કર ન દબા-વતો હોય તેમ ) હાથ દબાવીને. ગામનો ઇ૦—ઇંદુ તો મારા ગામનો સંઘાત ( સોબત ) છે એમ જાણીને તેનાં અમે ઘણાં વખાણ કરેલાં ! અન્ન ભેગો થાય—કમાઈ ખાય. તેમાં ઇ૦—તેટલા માટે એ પ્રખ્યાત પંડિત છે એવી વાત અમે કહેલી.

બધે માન મળે એને, શું એ મોટો દેવ છે?
ઘાટ ગોઠવ્યા પછેથી, નિશ્ચિંત થયો તે નર,
કાંઇ સ્મૃતિ આવી નવ, સાધી કેમ સેવ છે. ૨૧૨
ઇંદુ ઇંદુ સમ સૌમ્ય, શાસ્ત્રની કરતો વાત,
મિંદુને વખાણે મુખ, રાડચમાં ન રાજતો;
ઘણા દ્વિજ કહે તેને, અઘટિત અતિ કર્યું,
આચાર્યપદ ગુમાવ્યું, કથાવ્યું છે કાજ તો;
કોના ગુરૂ કોના શિષ્ય, વિત્તની વાતો છે સહુ,
આવ્યો લાગ શે ગુમાવ્યો ? ભૂલ્ય ખાધી આજ તો;
ઇંદુ કહે એમાં શેનું, ગુમાવાનું દ્વિજદેવ,
છત છતી થશે સૌની, પાપ પુણ્ય પાજતો ! ૨૧૩
મારા ગુરૂને પ્રતાપે, માન ઘણાં મળ્યે જાય,
કાર્ય ભલે કોનું થાય, અલાભ થઇ મને;
દ્વિજ સાથના ત્યાં બોલ્યા, સત્ય વાત કહું અમો,
ગુમાની ઘણા ગુરૂ છે, બડતાઇ શે બને ?
એમનાથકી જો થોડું, શીખ્યા હશો તમે કદી,
તોય ઉત્તમતા અતિ, જોડશો કહું જને;

---

૨૧૨ પરમાર્થ—પરોકાર રૂપી પરમ ( મોટા ) અર્થને સિદ્ધ કરનારા. ( વક્રોક્તિ ). ઘાત ઇ૦—ઇંદુનો શી રીતે ઘાટ ઘડવો એની યુક્તિ મનમાં ગોઠવ્યા પછી. કાં ઇ૦—પણ એ કૃતઘ્ની મિંદુને એવી કાંઇ સ્મૃતિ ન આવી કે એણે મારી સેવા કેવી રીતે સાધી છે—શી રીતે મને ઉગાર્યો છે !

૨૧૩ સૌમ્ય—સોમના જેવા ઠંડા સ્વભાવવાળો. છત ઇ૦—જેનામાં જેટલી વિદ્વત્તા હશે તે ( એની મેળે પ્રસંગ પડતાં માલમ પડી આવશે ). કોની પેઠે? પુણ્ય ઇ૦—જેમ પુણ્ય અને પાપની પાજ એની મેળે દેખાઈ આવે છે તેમ.

વારૂ વાત કરતા તો, વળાવવાને વિદ્વાન,
ઘેર સુધી આવ્યા ગયા, મોટાઇ નહિ મને. ૨૧૪
મંદિરમાં જઇ પે'લાં, પિતાશ્રીને નમ્યો પોતે,
મુખ કાંઇ બોલ્યો નવ, મુખી આદિને મળ્યો;
ગામલોક આવ્યા ઘણા, વખાણ કરંતા ત્યાંહી,
સ્વમુખે ઉચ્ચાર નવ, કોઇ જને તો કળ્યો;
કોઇ કહે આમ અને, કોઇ એમ કહે જાણ,
વખાણે વખોડે કોક, રળવાનું ના રળ્યો !
પારકાને પો'ળા કર્યા, વારૂ નવ એહ વાત,
જવાબ ન કશાતણો, હેતથી મળ્યોહળ્યો ! ! ૨૧૫
સર્વ લોક ગયા પૂઠે, મુખી આદિ સહુ મળ્યા,
તેમણે કરી ત્યાં વાત, વારૂ તમે ના કર્યું;
દુશ્મિનને દાનો કર્યો, છતવાળો છાનો કર્યો,
ઘાતકીને ગુરૂ કર્યો, ધ્યાનમાં કેવું ધર્યું ?
મોટેરા મહંત તમે, કાંઇ કહી શકું કેમ,
અંતર અપાર બળે, કાર્યે દુષ્ટનું સર્યું !
મારનાર નિંદનાર, વડો કર્યો વેગે તમે,

---

૨૧૪ અલાભ—લાભ ન મળવો તે. કોનું—કોઇનું. બડતાઇ ઈ૦—એ ગુરૂની મોટાઇ શી રીતે થાય ? આવ્યા ગયા—આવ્યા અને ગયા. મોટાઈ ઇ૦—પણ તે વાતની ઇંદુના મનમાં મોટાઇ નથી.

૨૧૫ સ્વમુખે ઈ૦—કોઈ પણ માણસે ઇંદુને પોતાને મુખે ( પોતાની વડાઇનો ) ઉચ્ચાર કરતાં કળ્યો ( અર્થાત્ જાણ્યો—જોયો ) નહિ. વખાણે—( એની નમ્રતા તથા મોટું મન જોઇને ). વખોડે—( પોતાની આચાર્ય પદવી ગુમાવવા રૂપ મૂર્ખતા કરી માટે ). પો'ળા—વધાર્યા ( માનપ્રતિષ્ઠામાં ).

વારૂ નવ વાત થઇ, પાપ કૃત્ય આચર્યું ! ! ૨૧૬

ઇંદુકેરા પિતા પછે, કોપ કરી બોલ્યા ત્યાંય,
દુઃખ દીધું મુને અતિ, ભૂલી જવું માહરે ?
બાળપણ ભલું શીખ્યા ! મારનાર શિરમણિ,
કરી વાહવા વદાવી, જોઇએ શું ક્યાહરે;
રાજા પાસ જાઉં અમો, સર્વ વાત માંડી કહું,
ઘડાવું હું ઘાટ એનો, જૂઠું વધો જ્યાહરે;
એનું મારે મુખ નવ, કોઇ દિન જોવું ભાઇ,
ઘટારત કર્યું ન એ, કર્યો જુગ જાહરે ! ૨૧૭

સગાવા'લા સાથ બેઠા, વધ્યા તેહ સાચી વાત,
છોકરવાદી ઘો છોડી, માન માગી લીજિયે;
નૃપાળનું માન મળ્યું, ગમાવી દીધું શો તેહ,
ઘાતકીને ગુરૂ કર્યો, એવું નવ કીજિયે;
ઇંદુ કહે મારા પૂજ્ય, સ્નેહી આદિ સર્વ સુણો,
'ખોદે તેહ પડે' નકી, ભલા માંહી ભીજિયે;
અન્યથા ન કરૂં હુંય, રાજ્યસભા જાઉં નહિ,

---

૨૧૬ વારૂ—ઠીક. દુશ્મિન ઇ૦—જે તમારો શત્રુ છે તેને તમે છાનો કર્યો—ઠરાવ્યો, અને જે છતવાળો ( વિદ્યાની છતવાળો ) છે તેને તમે છાનો કર્યો—રાખ્યો. અર્થાત્ તમે પોતે ઢંકાઈ રહ્યા. પાપકૃત્ય—( ઘાતકીને ઉત્તેજન આપવા રૂપ ).

૨૧૭ ભૂલીજવું ઇ૦—તે શું હું ભૂલી જાઉં ? વાહવા વદાવી—( મારનાર બિંદુની ). જોઇએ ઇ૦—હવે એને તો ક્યારે પણ કોનો ખપ પડવાનો છે ? ઘટારત ઇ૦—તમે એને જુગ( જગત )માં જાહેર કર્યો એ ઘટારત ન કર્યું !

ભલે કીર્તિ એ કમાય, રૂડે કોને રીઝિયે. ૨૧૮

શાસ્ત્રનાં પ્રમાણ ઘણાં, આપી બાંધ્યા બોલનાર,
શાંત કર્યા પિતાશ્રીને, બોલતા સહુ રહ્યા;
માન્યું નવ મન કોનું, ઉઠી ગયા સગાવા'લા,
વૃદ્ધ પિતા જઇ સૂતા, શબ્દ ન વધુ કહ્યા;
સુત સારી વાત નવ, કરી આવ્યા તમે જાણ,
અમને ન ગમે રજ, લક્ષધા રૂડા લહ્યા;
કર્મ ધર્મ કર્યાં પૂઠે, ભોજનાદિ પરવાર્યા,
પછે સૂઇ ગયા સર્વ, વાતમાં ઘણા વહ્યા! ૨૧૯

ઘણે ઘેર વાત ચાલી, મિંદુ ઘાતકી અપાર,
પાતકી એ પૂરો નિશ્ચે; ઇંદુ દેવ રૂપ છે;
મારી નાખતો મૂકાવ્યો, મુખી આવ્યા તેમણે તો,
અહીં આવી જૂઠું કહ્યું, ભૂંડાતણો ભૂપ છે;
કાઢી મૂક્યો રાયે જ્યારે, ત્યારે લુંટાયો એ જાણ,
આશ્રય ઇંદુએ આપ્યો, શુધ્ધ શું સ્વરૂપ છે!

---

૨૧૮ રૂડે ઇ૦—કોઇનું રૂડું થાય તેમાં આનંદ માનવો. (એવો સત્પુરૂષોનો ઉપદેશ છે).

૨૧૯ શાસ્ત્રનાં પ્રમાણ—જેમ,

" उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः,
अपकारिषु यः साधुः स साधुः सद्भिरुच्यते " इ०

અર્થ—" ઉપકાર કરનાર પ્રત્યે જે સજ્જનતા રાખે છે, એમાં તેની સજ્જનતા શાની વખાણવા જેવી કહેવાય? પણ જે અપકાર કરનાર પ્રતિ સજ્જનતા રાખેછે, તેનેજ સત્પુરૂષો સજ્જન કહેછે—(પંચતંત્ર) ઈત્યાદિ પ્રમાણ. બાંધ્યા—બોલતા બંધ કર્યા. વાતમાં ઇ૦—વાતો કરવામાં ઘણો વખત કાઢી નાખ્યો—બહુ વાતો કરી.

રાજસભા માંહી ગયો, ગુરૂ થઇ બેઠો પોતે,
બ્રહ્માક્ષર ભણ્યો નહિ, કપટીનો કૂપ છે ! ! ૨૨૦
એમ ઘેર ઘેર વાત, માત થતાં પ્રસરી તે,
ખ્યાત ઇંદુતણી વધી, મિંદુ મંદ થાય છે;
રાજગોરે વાત જાણી, અરિ મિંદુતણા તેહ,
ખરી કરી લીધી વાત, રાજ્યદ્વારે જાય છે;
મળ્યા રાયને તે જઇ, કહી વાત માંડી સર્વ,
માની નવ નૃપે રજ, ગુણ ખોટા ગાય છે;
સારા જનતણી વાત, ખોટી કરનાર ઘણા,
ઉપજે ને પાછા પડે, માઠું કેં મનાય છે ? ૨૨૧
રાજગુરૂ કહે ઠીક, ખરૂં ખોટું જણાશે જી,
ઇંદુમણિ જેવો દ્વિજ, સર્વમાં કે'વાય છે;
રાજા કહે તેનો ગુરૂ, એવું દુષ્ટ કરે કાજ,
મનાયે ન વાત એ તો, રાઢ્યમાં રે'વાય છે;
રાજગુરૂ કહે કોણ, ગુરૂ ! ગપ મારી એણે,
ભલાની ભલાઇતણો, લાભ એ લેવાય છે;
એવે અન્ય દ્વિજ આવ્યા, તેમણે ત્યાં કહ્યું તેમ,
મહીપાળ માને નવ, દેતામાં દેવાય છે. ૨૨૨

---

૨૨૧ ખરી કરી લીધી—મુખી વગેરેને મળી પૂછપાછ કરીને નક્કી કરી લીધી. ગુણ ઈ૦—લોકો ઇંદુના ગુણ ગાય છે તે ખોટા છે. ઉપજે ઇ૦—એવી વાત કરનારા ઉપજે—થઇ આવે અને પાછા પડે—વાત ખોટી પડવાથી વીલા પડે. માટે કોઇનું કોઇ માઠું બોલે તે શું મનાય છે?

૨૨૨ રાઢ્યમાં ઇ૦—અર્થાત્ એ વાતની તકરારનું સમાધાન થતું નથી. રાજગુરૂ ઇ૦—રાજગુરૂ કહે છે ઇંદુ અને મિંદુ એ બેમાં કોણ ગુરૂ છે? અર્થાત્ મિંદુ કાંઈ ગુરૂ નથી; એ તો એણે (મિંદુએ) ગપ મારી છે.

પ્રધાનાદિ આવ્યા જે જે, તે તે વાત લાવ્યા તે તે,
ન બોલે કો બીજી વાત, ઈંદુને વખાણે છે;
નિંદા કરે બિંદુની સૌ, ધિઃકારનાં વેણ વદી,
અરે બન્ને સાથે ગયા, વાત સહુ જાણે છે;
ગુરૂ થૈ ગુમાનવંત, કેવો કે'વાયો મહંત,
ભલો ઇંદુ ભૂલે ભમ્યો, ભરોંસો શો આણે છે ?
ઘણા જનકેરે મુખ, વાત એવી નૃપે સુણી,
બિંદુને તેડાવ્યો તર્ત, ગયું તેડું વાણે છે. ૨૨૩

અનુચર રાયનાએ, કહ્યું દ્વિજરાજ તેડે,
મારી સાથ ચાલો વેગે, સિદ્ધાંત કૈં શોધવો;
બિંદુએ વિચારી મત, ગર્જ ઈંદુની ન હવે,
બીજા વિપ્ર કરે કાજ, એને શો પ્રબોધવો ?
એમ નકી કર્યા પછે, સજ થઇ ગયો સભા,
પ્રભા પંડિત શી કરી, રાગ રહ્યો રોધવો;
દ્વિજદેવ દેવ સમો, જોઇ રાય ઉઠ્યો તર્ત,
બીજા બેળે બેળે ઉઠ્યા, શકે નૃપ બોધવો ! ૨૨૪

---

ગુરૂ નથી ત્યારે ઈંદુએ તેને કેમ ગુરૂ કબૂલ કર્યો ? તેનો ખુલાસો કરે છેઃ ભલાની ઈ૦—એ તો ભલાની ભલાઇનો લાભ લેવાય છે. ઇંદુ ભલો છે તેની ભલાઇનો દુષ્ટ બિંદુ આવો દુરૂપયોગ કરે છે ! રાજા કેમ માનતા નથી તે વિષે કવિ કહે છેઃ દેતામાં ઇ૦—જેને અપાતું હોય તેને અપાયાજ જાય, એવો જગતનો રાહ છે. અર્થાત્ ' બિંદુ સારો છે ' એવો એક વખત ગ્રહ થઇ ગયો એટલે તેને ખોટો મનાતો નથી. ૨૨૩ કેવો—અર્થાત્ વૃથા. વા'ણે—સવારમાં.

૨૨૪ મત—મતિ. પ્રબોધવો—અર્થાત્ એની હવે શા માટે ખુશામત કરવી ? સભા—સભામાં. પ્રભા—કાંતિ. અર્થાત્ કપડાંલત્તાં પેહેરીને પં-

મિંદુ સભા મધ્ય આવ્યો, હર્ષ અંગમાં અપાર,
ઉત્કર્ષ તો મારો હવે, સર્વ ગમથી થયો;
અરિનું ન ચાલ્યું કાંઇ, આચાર્ય હું હવો પૂરો,
પનોતી પનોતી થઇ, શનિ નડતો રહ્યો;
જાગતા મેં જીત્યા સર્વ, ઉંઘતા કરી દઇને,
કોઇનું ન ચાલ્યું કાંઇ, ભાર ભારે તો વહ્યો;
રાયને પ્રસન્ન કરૂં, આડીતેડી કરી વાત,
કાર્ય કરી લેઉં મારૂં, વે'મ સૌ નાશી ગયો ! ૨૨૫
વિચારતો એમ આવ્યો, રાજસભા મધ્ય મિંદુ,
નૃપ ઊઠી ઊભો થયો, ઊઠયા અન્ય દ્વિજ ત્યાં;
ધિઃકાર અપાર સૌને, વેર વપુમાં વસેલું,
તથાપિ તે પામ્યો માન, ધન્યક્ષેત્ર બીજ ત્યાં;
સમાસન કર્યું ઘણું, નૃપે આસન આપીને,
આસનપણે પછેથી, રાય દાખે રીઝ ત્યાં;
નેહે નમન કરીને, નૃપાળ કૃપાળ વદ્યો,

---

ડિતના જેવો દેખાવ કર્યો. રાગ ઇ૦—એનો રાગ (શ્રુતિના મંત્રોનું ગાન કરવાનો) રોધવો (રોકવો) રહ્યો. અર્થાત વેદના મંત્રો રાગ કાઢીને બોલતો હતો. અથવા રાગ કાઢીને શ્લોક બોલતો હતો (પંડિતાઇ જણાવવા માટે). બેળે બેળે—કષ્ટથી. કષ્ટથી ઊઠયા તેનું કારણ કહેછેઃ શકે ઇ૦—રખેને નૃપ (રાજાને) બોધવો છે (તે બની આવે). અર્થાત બીજાઓ મિંદુને મનથી માન નથી આપતા તે જોઇને પણ રાજા જાણે કે મિંદુમાં વિદ્વત્તા નથી !

૨૨૫ ઉત્કર્ષ—ચઢતી કળા. પનોતી ઇ૦—મિંદુ કહે છે કે હમણાં મારે શનિની પનોતી હતી તે પનોતી (આબાદીવાળી) થઇ અને શનિ જે નડતો હતો તે અટકયો. જાગતા—(વિદ્વાનો). વે'મ ઇ૦—મારા વિષે રાજાને જે વેહેમ હતો તે પણ નાશ પામ્યો.

દ્વિજદેવ દાખો તમે, શુભપ્રશ્ન કીજે ત્યાં. ૨૨૬
રાય કને સત્ય કે'વું, શાસ્ત્રનું પ્રમાણ એ તો,
પૂરેપૂરૂં જાણું આપ, કહો ખરૂં ત્યાહરે;
કિયા ગુરૂકુલ માંય, વિદ્યા તમે શિખ્યા વિપ્ર,
ગુરૂકેરૂં નામ કહો, જાણવું છે માહરે;
તમારા છે શિષ્ય કેતા, શું હિંદુ તમારો શિષ્ય ?
સાચી વાત સર્વ કહો, અમો પૂછું જ્યાહરે;
નૃપાળનાં વેણ સુણી, બિંદુ કાયામાંય કંપ્યો,
તદપિ તે વદ્યો વેણ, વાત જુગ જાહરે. ૨૨૬
જાણીતી જે વાત ભૂપ, તે કે'વામાં માલ કશો,
અમો ગુરૂ હતા જાતે, પૃથ્વીમાં પ્રખ્યાત છે;
અમારા ગુરૂતણો તો, ગર્વ ગળી ગયો સર્વ,
અગને [illegible]યા એણે જ્યાં, સાક્ષીઓ સાક્ષાત છે;
પછે તે ગુરૂકુળના, અમો ગુરૂ થઇ બેઠા,
ઘણા શિષ્ય શીખી ગયા, ભલી ભૂંડી ભાત છે;

---

૨૨૬ સૌને—(સૌના મનમાં). વપુમાં—શરીરમાં. માન પામ્યો તેનું કારણ કહે છેઃ ધન્ય ઇ૦—કેમકે રાજા એ ધન્ય (શુભ) ક્ષેત્રનું બીજ છે (ઉત્તમ કુળનો છે). સમાસન—સમાશ્વાસન (આસનાવાસના). દ્વિજદેવ ઇ૦—હે દ્વિજદેવ! અમે હવે એક શુભ પ્રશ્ન કીજે (કીજે કરીએ છીએ) ત્યાં તમે દાખો (ઉત્તર કહો).

૨૨૭ પૂરેપૂરૂં ઈ૦—તમે જ્યારે ખરૂં કહો ત્યારે હું પૂરેપૂરૂં જાણું. અર્થાત્ આ પ્રશ્ન કરવાનું બીજું કાંઈ કારણ છે એવી શંકા લાવશો નહિઃ માત્ર તમારી હકીકત પૂરેપૂરી જાણવાની ઇચ્છા થવાથી આ પ્રશ્ન કર્યું છે. તદપિ ઇ૦—તદપિ (તોપણ) તે વેણ વદ્યો કે એ વાત તો આખા જગત્માં જાહેર છે; એમાં શું પૂછો છો ?

શીખી ગયા શિષ્ય સર્વ, તેમાંનો આ ઇંદુ એક,
આવી ચડ્યો અહીં જાણો, જૂઠી એની જાત છે ! ! ૨૨૮
ક્રોધફેરો બોધ થયો, શોધ નવ આપ્યો જાણી,
પ્રબોધની પેર નવ, માની જ્યારે મિંદુએ;
રાયે સેવક પઠાવ્યો, જાવ ઇંદુદ્વિજગેહ,
સનમાન કરી લાવો, સત્યનો છે સિંધુએ;
આમતેમ બાનાં અતિ, મિંદુએ બતાવ્યાં ત્યાંહી,
નૃપે નવ માન્યું એક, જાણી વાત ઇંદુએ;
સત્વર તે આવ્યો સભા, રાય ઉઠી ઊભો થયો,
મિંદુ પણ ઊઠયો સાથે, ડાઘ લાગ્યો બિંદુએ. ૨૨૯
ઇંદુને અપાર માન, અરપી રાયે બેસાડયો,

---

૨૨૮ જાણીતી—પ્રખ્યાત. સાક્ષીઓ ઇ૦—અર્થાત્ એ વાત ઘણા જણ જાણેછે. ભલી ભુંડી ઈ૦—કોઈ ભલી ભાતે ( રીતે ) શીખી ગયા અને કોઈ ભુંડી રીતે ( કષ્ટ વેઠીને કે માર ખાઈને ) શીખી ગયા. જૂઠી ઈ૦—એ તો જૂઠો છે, અર્થાત્ એ કહે તે તમારે સાચું માનવું નહિ. ( ઇંદુ સાચું કહે તેથી એનું પોગળ ઉઘાડું થાય, માટે આગળથી ચેતીને ઇંદુને જૂઠો ઠરાવી મૂકેછે ).

૨૨૯ ક્રોધ ઇ૦—રાજાએ ખરી હકીકત જાણવાની ઇચ્છાથી મિંદુને પ્રશ્ન કર્યો પણ મિંદુએ આમ તેમ પોતાની બડાઈ હાંકી તથા ઈંદુની નિંદા કરી ખરી વાત ઉડાવી તેથી રાજાને ક્રોધનો બોધ થયો—ક્રોધ જાગ્રત થયો. પ્રબોધની પેર—( સામ ઉપાયથી પ્રશ્ન કરવા રૂપ ). જાણી ઈ૦—રાજસેવકે ઇંદુને ઘેર જઇને રાજસભામાં બનેલી વાત કહી તે વાત ઈંદુએ જાણી. મિંદુ ઇ૦—મિંદુ ઇંદુને પોતાનો શિષ્ય કહેતો હતો, પણ તે વાત ખરી ન હોવાથી મિંદુથી દૃઢતાથી બેશી રહેવાયું નહિ; જો ખરોજ શિષ્ય હોત તો બીજા ઊભા થાય છતાં એને ઊભા થવાની જરૂર નહોતી. ડાઘ ઈ૦—અને એ ઉભાથવા રૂપી બિંદુવડે મિંદુને ડાઘ લાગ્યો—તેનું અંતઃકરણ પરખાઇ ગયું ! —તે અસત્ય બોલ્યો હતો એમ જણાઈ આવ્યું !

પછે નામી વદ્યો નૃપ, ભલા દ્વિજદેવ છો;
રાયસભા મધ્ય નવ, જૂઠું જલ્પવું જરૂર,
ખરેખરી વાત કહો, ભાગ્યા ભલો ભેવ છો;
કિયા ગુરૂકને શીખ્યા, વર વિદ્યા તમે વિપ્ર?
તમારા ન મિંદુ ગુરૂ, અમસ્તા અવેવ છો;
ઇંદુ ખરૂં વદ્યો ત્યારે, સુણો સભા મળી સર્વ,
સિધ્ધ ને સાધક સર્વ, જાણો તમે સેવ છો. ૨૩૦
ભૃગુક્ષેત્રભૂમિમધ્ય, સર્વ શિરોમણિ સત્ય,
મિંદુ ભ્રાત સાથે હુંય, ભણવા ગયા તહીં;
અલ્પ વિદ્યા શીખ્યા અમો, પંડિત બીજા થયા છે,
મિંદુ ઇશારત કરે, વખાણ્ય મુને સહી;
રાય જુએ સર્વ તેહ, ઇંદુ વદ્યો વળી આગે,
બૃહસ્પતિ જેવા ગુરૂ, નમતો એવું કહી;
યત્ને આજ્ઞા લેઇ અમો, નીકળ્યા છું બન્ને ભ્રાત,
બીજી વાત બોલું નહિ, લક્ષણ રૂડાં લહી। ૨૩૧

---

૨૩૦ જલ્પવું—બોલવું. વર—ઉત્તમ. અમસ્તા ઇ૦—તમે અમસ્તા અવેવ ( અવયવ રૂપ થયા ) છો—ગુરૂરૂપી શરીરના શિષ્યરૂપી અવયવ માનીએ, તો તમે મિંદુના અવયવ થયા છો, એ કહેવા માત્ર છે. મતલબ કે તમે ખરેખરા શિષ્ય મિંદુના નથી પણ બીજા કોઈના છો. સિદ્ધ ઇ૦—તમે સિદ્ધ, સાધક, અને સેવ ( સેવા—સિદ્ધ અને સાધકે મળીને કરેલું કાર્ય )ને જાણો છો. અર્થાત્ સિદ્ધ સાધકની પેઠે મેં મિંદુને ગુરૂ કર્યો હતો તથા મને એણે શિષ્ય કર્યો હતો. તથા એમ કરીને સભા જીતીને મિંદુનું માન રાખવા રૂપ કાર્ય કર્યું હતું. આ વાત તમે જાણો એવા ચતુર છો, એટલે તમારા આગળ હું ખોટું બોલીશ તે નભશે નહિ.

૨૩૧ સર્વશિરોમણિ—ભૃગુક્ષેત્ર ભૂમિનું વિશેષણ ). મિંદુ ઇ૦— ઇંદુ રાજાને આ વાત કહે છે તે વખતે મિંદુ ઇશારત કરે છે ( કવિવાક્ય ).

નૃપાળે કર્યો ત્યાં પ્રશ્ન, એ તમારા ગુરૂ ખરા,
મિંદુ મોટા લાગે સૌને, વદો સત્ય વાત જે;
મિંદુ મર્ણ પામી પડચો, તેના જેવી દશાવાળો,
સર્વને જણાય બેઠો, થઈ કાળી રાત તે;
ઇંદુ કહે ખરૂં કહું, અસત્ય ન વદું રજ,
કે'વાકેરા ગુરૂ મારા, દ્વિજ તો પ્રખ્યાત એ;
કયી વિદ્યા શીખ્યા તમે, એ ગુરૂ કર્યા થકી તો,
કયહાં સુધી રહ્યા શિષ્ય, દ્વિજ ખોટી ખ્યાત દે! ૨૩૨
ઇંદુ કહે એકે વિદ્યા, શીખ્યો નવ ગુરૂ કહ્યા,
રાય કહે એમ કેમ, માંડી કહો વારતા;
ઇંદુ કહે પે'લાં કહ્યું, એ વાત ન વદું હુંય,
પ્રશ્ન વ્યર્થ કરો તમે, ધ્યાન ખોટું ધારતા;
મિંદુ મોટા દ્વિજરાજ, કહેલા છે ગુરૂ મારા,
દ્વિજને ન કષ્ટ દેતા, અરિ રાય ડારતા;
જમકૂઇતણો જેહ, મુખી સાથ આવ્યો હતો,
સંતાઇ રહ્યો'તો તેહ, થયો શારશારતા. ૨૩૩

---

લક્ષણુ ઇ૦—અર્થાત્ રૂડાં લક્ષણવાળાનો ધર્મ ધ્યાનમાં લેઇને બીજી વાત હવે મારે બોલવી ન જોઇએ.

૨૩૨ નૃપાળ ઇ૦—નૃપાળે (રાજાએ) પ્રશ્ન કર્યો કે એ (તમે કહ્યા તે ભૃગુક્ષેત્રના) તમારા ગુરૂ ખરા; પણ અહીં તો આ મિંદુ સહુને મોટા લાગેછે, માટે તે તમારા ગુરૂ છે કે કેમ ? તે કહો. આ સાંભળીને, કોઈ મરણ પામીને પડચો હોય તેના જેવી દશાવાળો મિંદુ બેઠો છતાં સર્વને જણાવા લાગ્યો ! દ્વિજ ઇ૦—શું દ્વિજ હશે તે કાંઈ ખોટી ખ્યાત દે ! અર્થાત્ તમારા સરખો બ્રાહ્મણ શું જૂઠું બોલશે ?

૨૩૩ દ્વિજને ઇ૦—હે અરિને ડારતા (ડરાવનાર) અને દ્વિજને

એકાએક બોલી ઊઠ્યો, રાજા મને પૂછે વાત,
ખરેખરી સર્વ કહું, પ્રતીતિ પૂરી કરી;
રાયે તર્ત બોલાવ્યો તે, કહો ભાઇ જાણો કશું ?
તમે કોણ તેહ વદો, ખોટું ન આલે જરી;
મુખી તવ વદ્યો ત્યાંહી, નૃપાળને નમી અતિ,
મહીતીર એક ગામ, જમકૂઇ છે હરિ !
તે ગામનો મુખી હુંય, ધારાળાની જાત મારી,
ઘાતકી આ મિંદુ દ્વિજ, પેર અતિ છે પરી. ૨૩૪
આ ઇંદુને મારી કરી, એહ નાશી ગયો મૂઢ,
શા કાજે તે જાણું નહિ, ખરી વાત રાય છે;
મહાદેવ દર્શનને, સવારે હું ગયો જ્યારે,
ત્યારે પડ્યા દીઠા ઇંદુ, જાણ્યું જીવ જાય છે;
આશ્વાસન અતિ કર્યું, ત્યારે જીવ્યા દ્વિજ આ તો,
પછે તાર્યું ગામ આખું, ગુરૂ મહાકાય છે;
ત્યાં આ મિંદુ આવી પો'ચ્યો, ઇંદુ ભૂલી ગયા વેર,
નીચ કૃત્ય પાછું એણે, કર્યું તો કે'વાય છે ! ૨૩૫

---

કષ્ટ ન દેતા ( ન આપનાર ) રાય ! મોટા દ્વિજરાજ મિંદુ મારા કહેલા ગુરૂ છે. શારશારતા—છેદ પાડનાર. ( મિંદુના મર્મસ્થાનમાં ).

૨૩૪ બોલી ઊઠ્યો—( મુખી ). પ્રતીતિ—ખાતરી. હરિ—પ્રભુ—સ્વામી. ( રાજાનું સંબોધન ). ધારાળાની—કોળીની. પેર ઈ૦—એ મિંદુની પેર અતિ પરી ( નોખી ) છે. અર્થાત્ એણે જે ઘાતકીનાં કર્મ કર્યાં છે તે બહુ વિલક્ષણ છે. ( વારંવાર ઉપકાર કરનારને વારંવાર અપકાર કરનારો હોવાથી )

૨૩૫ આ દ્વિજ—ઈંદુ. તાર્યું—( સદુપદેશ આપીને ). નીચ કૃત્ય—( કૃતઘ્નતારૂપી ).

ઈંદુ ગુરૂ છે અમારા, મિંદુ સેવક હતા ત્યાં,
ગુરૂ થઈ પડયા અહીં, નરનું તો નામ છે;
ખોટી વાત મારી હોય, આખા ગામને પૂછાવો,
દશ કોશ ફર્તા વળી, જાણ તો તમામ છે;
મિંદુ બોલી ઊઠયો તર્ત, અરિ એ બે છે અમારા,
કરે ખોટી વાત સર્વ, હઠે એમ હામ છે;
રાય કહે ચિંતા નહિ, અમારૂં છે કામ એ તો,
નક્કી ન્યાય કરૂં હવે, જાણનારો રામ છે. ૨૩૬

તમે દ્વિજદેવ બન્ને, રહો મારા મે'લમાંય,
કંચુકીને કહ્યું રાખો, મુર્ખાને મુકામમાં;
પછે પ્રધાનને તેડયો, કહ્યું તમે વેગે વળો,
જોઇ આવો સાચું જૂઠું, આવો અષ્ટ જામમાં;
અમાત્ય નમી નૃપાળ, ચડ્પ લેઇ ઉઠી ચાલ્યો,
વિસર્જન હવી સભા, રાય લાગ્યો કામમાં;
આખે પુર વાત ચાલી, કારાગૃહ રાખ્યા ત્રણ,
ઇંદુમિંદુ માતતાત, ફરે આખા ગામમાં ! ! ૨૩૭

આમતેમ ફરી પૂછે, સમાચાર સુતના બે,
ખરૂં કંઇ જણાય ન, ગભરાય છે અતિ;

---

૨૩૬ ફર્તા—મારા ગામની ફરતા (ચારે પાસ) દૃશ કોશ સુધી ઈંદુની મહત્તા સૌ કોઈ જાણેછે. એ બે—ઈંદુ અને મુખી. કરે ઈ૦— એ સર્વ વાત ખોટી કરેછે, પણ એમ શું મારી હામ હઠે એમ છે? અમારૂં કામ—(તપાસ કરી ન્યાય કરવાનું).

૨૩૭ કંચુકી—છડીદાર. અષ્ટ જામમાં—આઠ પોહોરમાં. નૃપાળ—નૃપાળને. કારાગૃહ—કેદખાનું. ત્રણ—ઇંદુ, મિંદુ અને મુખી.

રાંધ્યાં ધાન રહ્યાં ઘેર, જમ્યાં નવ સગાંવા'લાં,<br>
અરે હાય થશે કેમ, મુઝાયે અતિ મતિ;<br>
પુરમાં બંધાયા પક્ષ, નિંદે કોક બિંદુ અતિ,<br>
કોઇ ઇંદુનેજ નિંદે, ગૂઢ સૃષ્ટિની ગતિ;<br>
ચાર રાયકેરા ઘણા, ગુપ્ત વેશે ફરે જાણ,<br>
સમાચારપાર પામે, ફરે નૃપની વતી. ૨૩૮

ઇંદુ બિંદુ ગેહકેરી, પરિચર્યા પૂરી કરી,<br>
સમજ્યા સાર તે આમ, કહ્યું જઇ રાયને;<br>
થશે ઇંદુ શુદ્ધ સહી, મલિન બિંદુ છે જાણો,<br>
પેર એ પિછાનો પૂરી, કરો પછે ન્યાયને;<br>
રાય કહે વારૂ જાઓ, ચાર સમાચાર લાવો,<br>
બીજા મળી આવે જેહ, થાય ન્યાય સા'યને;<br>
વારૂ કહી વળ્યા તેહ, ફરવા તે લાગ્યા ફેલે,<br>
વીતી ગયા અષ્ટ જામ, વેળા વધુ થાય ને. ૨૩૯

ચાર પો'ર વધ્યા વળી, બાર પો'ર મળી થયા,<br>
ગયા ન પ્રધાન આવ્યા, દુઃખી ત્યાં નૃપાળ છે;

---

૨૩૮ ગૂઢ ઇ૦—કવિ કહેછે કે આ સૃષ્ટિની ગતિ ગૂઢ ( ન સમજાય એવી ) છે. કેમકે તે બૂરાને નિંદે અને ભલાનેય નિંદે છે. ચાર—દૂત. ગુપ્ત વેષે—વેષ બદલીને. ( લોકો શી વાતો કરે છે તે જાણી લેવા ). સમાચારપાર—સમાચારનો પાર.

૨૩૯ ગેહ—ઘર. પરિચર્યા ( પરિ ચોફેર—ચર જવું ) ઘરની ચારે પાસ ફરવું અર્થાત્ તેમના ઘરની આસપાસ ફરીને બાતમી મેળવી. ચાર—હે દૂત! થાય ઇ૦—જે સમાચાર ન્યાયને સાહાય થાય. ફેલે—ફેલભરેલી રીતે—કપટવેષથી. વેળા ઇ૦—પ્રધાનને આવવાને જે મુદત આપી હતી તે ઉપરાંત વધુ ( વધારે ) વેળા ( વખત—વાર ) થાયછે.

એવે સમાચાર સુણ્યા, પ્રધાનજી આવી પો'ચ્યા,
આદરે બેસાડ્યા તેડી, કહો કશી ભાળ છે ?
વાર કેમ વધુ થઇ, ચિંતાતુર થયાં મન,
માંડી કહો કર્યું કશું, શુદ્ધ કિયો બાળ છે ?
પૃથ્વીશને નમી પેરે, પ્રધાન ત્યાં વદે આમ,
શ્રોતાવક્તા સુણો સર્વ, કેશવ કૃપાળ છે !! ૨૪૦
જમકૂઇ જોયું ગામ, મુખીએ કહ્યું તે ખરૂં,
પછે ભૃગુક્ષેત્ર ગયો, સોંઢી સાંઢ ઉપરે;
બન્નેના ગુરૂને મળ્યો, પૂછી પેરે પેરે વાત,
મિંદુ મૂર્ખ હતો ત્યાંહી, નિંદા એની ઉચરે;
ઇંદુનાં વખાણ થાય, ઠેર ઠેર ઘેર ઘેર,
ગુરૂજી સંભારે અતિ, ધ્યાનમાં ઘણો ધરે;
ઇંદુપુરતણો જાણ્યો, જ્યારે તો પ્રધાન મને,
ત્યારે તો ઘણાક શિષ્ય, આવવાને આદરે. ૨૪૧
ગુરૂજીએ કહી નાય, તોય સાથ આવ્યા બેય,
આહા ! પુણ્યક્ષેત્ર કેવું, જોનાર નિશ્ચે તરે;
પૂછી પાર પામવાની, ઇચ્છા પૃથ્વીશને હોય,
આવ્યા શિષ્ય તેડું અહીં, દિલમાં ઝાઝા ડરે !!
નૃપાળ કે' લાવો અહીં, કેમ બેસાડ્યા છે તહીં ?
દ્વિજ માટ્ય આજ્ઞા નવ, માગવી કહું ખરે;

---

૨૪૦ બાર ઇ૦—તે મળીને બાર પોહોર થયા. કેશવ કૃપાળ છે—(કવિવાક્ય). અર્થાત્ ભગવાન્ દયાળુ છે માટે સાચાનેજ તેણે સહાય કરી.

૨૪૧ પ્રધાન કહે છેઃ જમકૂઇ ઇ૦. સોંઢી—અસ્વારી કરીને. સાંઢ—સાંઢણી—ઉંટની માદા. આદરે—આદર કરવા લાગ્યા.

અમાત્ય નમ્યો તે વાર, જઈ દ્વિજ લાવ્યો તેડી,
રાયે સનમાન કર્યું, કાર્ય તેમનું સરે. ૨૪૨
માંડી કહી વાત સર્વ, મિંદુ અધર્મી અપાર,
જાણી નૃપ ઝાળ જાગી, વેર વસ્યું આખરે;
અરે હાય કરૂં કશું, દ્વિજને મરાય નવ,
પ્રધાન કે' કાપો કર, પાપભાર એ ભરે;
નૃપાળ કે' તેડી લાવો, વાર નવ કરો રજ,
ઇંદુ મિંદુને બોલાવ્યા, ઠાવકા ઘણું ઠરે;
ગુરૂઘરકેરા જોયા, વિદ્યારથી બેઠા તહીં,
મિંદુ મન કંપ્યો અતિ, કૃપા હવે કો કરે ! ૨૪૩
સહાધ્યાયી જોઇ ઇંદુ, આલિંગ્યો અપાર વાર,
ભાઇ તમે અહીં ક્યાંથી, આવ્યા કશું કામ છે ?
માંડી કહી વાત ત્યારે, દુઃખી ઇંદુ થયો અતિ,
અરે મરે મિંદુ મારો, દુષ્ટતા તમામ છે ! !
નમી તેમને ત્યાં કહ્યું, બિચારો બચાવજો એ,
મુખીને કહ્યું મરોડે, દ્વિજતણું નામ છે !
ભૂપાળ તે ભાળે સર્વ, વખાણે ઇંદુ અપાર,
ધન્ય ધન્ય શુદ્ધ દ્વિજ, સદ્‌ગુણ વિશ્રામ છે ! ! ૨૪૪

---

૨૪૨ ઠરે—( રાજભુવનમાં આવતાં ). અમાત્ય—પ્રધાન. ૨૪૩ કૃપા ઇ૦—હવે મને કોણ ઉગારશે ? ( કેમકે આ વિદ્યાર્થીઓ મારા આચરણના ભોમિયા છે માટે બધું કહી દેશે, તો હું માર્યો જઈશ ! )

૨૪૪ સહાધ્યાયી—સાથે ભણનાર. અરે ઇ૦—અરે, તમારા આવવાથી તો મારો (બાળમિત્ર) ઇંદુ મરે. મરોડે—વાંકી દૃષ્ટિ કરીને—ઇશારાથી. સદ્‌ગુણ ઇ૦—તું સદ્‌ગુણના વિશ્રામ રૂપ છે.

પૂછી મિંદુને ત્યાં પેર, કેર કરનાર વદ,
ચોર ઢોર મળ્યાં ટોળે, હવે જૂઠું ચાલશે ?
મરી ગયો નકી તું તો, બૂરા બચવાનો નથી,
રડીપડી મિંદુ કહે, ઇંદુ સામું ભાળશે;
જમકૂઇથી બચાવ્યો, વાંકી વેળા અતિ આવ્યે,
બચાવશે એજ મને, સંકટ તો ટાળશે;
ભૂપ કહે કોઇનું ન, દુષ્ટ પ્રતિ ચાલે રજ,
નકી તને મારૂં જાણ, ઇંદુ કેમ ખાળશે ? ૨૪૫
કહે પે'લાં કેમ એને, મારવાનું કર્યું મન,
તારૂં શું બગાડ્યું એણે, જૂઠું જલપે મરે;
રૂદન કરી અપાર, મિંદુ મુખ વદ્યો ત્યારે,
અસૂયાએ કરાવ્યું એ, મનનું કહું ખરે !
મારવાની ઇચ્છા હોય, તો તો ભલે મારો નૃપ,
કોઇનું ન ચાલે કાંઇ, થાય નૃપ ઉચ્ચરે;
રાયને ન આવી દયા, સેવક બોલાવ્યા ઝટ,
જાઓ એના કાપો કર, દ્વિજઘાત કો કરે ? ૨૪૬
નૃપ મુખથકી વેણ, નીકળતાં સા'યા કર,
મિંદુ કંપતો અપાર, ઇંદુ અતિશે રડે;

---

૨૪૫ કેર ઇ૦—અરે કેર કરનારા ! તું બોલ—ખરેખરૂં કહી દે. ચોર ઢોર ઇ૦—અર્થાત્ તું મુદ્દા પત્તા સાથે પકડાયો છું. (પૂર્વે ઢોર વાળી જવાની રીતિ ઘણી હતી, તેથી) ઢોર (ચોરેલા માલ) સાથે ચોર મળી આવ્યો છે.

૨૪૬ અસૂયાએ—બીજાનો ઉત્કર્ષ સહન ન કરી શકાવાના દુર્ગુણને અસૂયા કહે છે. એ અસૂયા દુર્ગુણ મારામાં હતો તેણે એ કામ કરાવ્યું. અર્થાત્ ઇંદુની વિદ્વત્તા વગેરે મોટાઈ મારાથી ખમી શકાઈ નહિ, તેથી મેં એ કામ કર્યું. થાય ઇ૦—નૃપ (રાજા) જે ઉચ્ચરે તે થાય.

અમાત્ય નમ્યો તે વાર, જઇ દ્વિજ લાવ્યો તેડી,
રાયે સનમાન કર્યું, કાર્ય તેમનું સરે. ૨૪૨
માંડી કહી વાત સર્વ, મિંદુ અધર્મી અપાર,
જાણી નૃપ ઝાળ જાગી, વેર વશ્યું આખરે;
અરે હાય કરૂં કશું, દ્વિજને મરાય નવ,
પ્રધાન કે' કાપો કર, પાપભાર એ ભરે;
નૃપાળ કે' તેડી લાવો, વાર નવ કરો રજ,
ઇંદુ મિંદુને બોલાવ્યા, ઠાવકા ઘણું ઠરે;
ગુરૂઘરકેરા જોયા, વિદ્યારથી બેઠા તહીં,
મિંદુ મન કંપ્યો અતિ, કૃપા હવે કો કરે! ૨૪૩
સહાધ્યાયી જોઇ ઇંદુ, આલિંગ્યો અપાર વાર,
ભાઇ તમે અહીં ક્યાંથી, આવ્યા કશું કામ છે?
માંડી કહી વાત ત્યારે, દુઃખી ઇંદુ થયો અતિ,
અરે મરે મિંદુ મારો, દુષ્ટતા તમામ છે!!
નમી તેમને ત્યાં કહ્યું, બિચારો બચાવજો એ,
મુખીને કહ્યું મરોડે, દ્વિજતણું નામ છે!
ભૂપાળ તે ભાળે સર્વ, વખાણે ઇંદુ અપાર,
ધન્ય ધન્ય શુદ્ધ દ્વિજ, સદ્ગુણ વિશ્રામ છે!! ૨૪૪

---

૨૪૨ ડરે—( રાજભુવનમાં આવતાં ). અમાત્ય—પ્રધાન. ૨૪૩ કૃપા ઇ૦—હવે મને કોણ ઉગારશે ? ( કેમકે આ વિદ્યાર્થીઓ મારા આચરણના ભોમિયા છે માટે બધું કહી દેશે, તો હું માર્યો જઈશ ! )

૨૪૪ સહાધ્યાયી—સાથે ભણનાર. અરે ઇ૦—અરે, તમારા આવવાથી તો મારો (બાળમિત્ર) ઇંદુ મરે. મરોડે—વાંકી દૃષ્ટિ કરીને—ઇશારાથી સદ્ગુણ ઇ૦—તું સદ્ગુણના વિશ્રામ રૂપ છે.

પૂછી મિંદુને ત્યાં પેર, કેર કરનાર વદ,
ચોર ઢોર મળ્યાં ટોળે, હવે જૂઠું ચાલશે ?
મરી ગયો નકી તું તો, બૂરા બચવાનો નથી,
રડીપડી મિંદુ કહે, ઇંદુ સામું ભાળશે;
જમકૂઇથી બચાવ્યો, વાંકી વેળા અતિ આવ્યે,
બચાવશે એજ મને, સંકટ તો ટાળશે;
ભૂપ કહે કોઇનું ન, દુષ્ટ મતિ ચાલે રજ,
નકી તને મારૂં જાણ, ઇંદુ કેમ ખાળશે ? ૨૪૫
કહે પે'લાં કેમ એને, મારવાનું કર્યું મન,
તારૂં શું બગાડ્યું એણે, જૂઠું જલપે મરે;
રૂદન કરી અપાર, મિંદુ મુખ વદ્યો ત્યારે,
અસૂયાએ કરાવ્યું એ, મનનું કહું ખરે !
મારવાની ઇચ્છા હોય, તો તો ભલે મારો નૃપ,
કોઇનું ન ચાલે કાંઇ, થાય નૃપ ઉચ્ચરે;
રાયને ન આવી દયા, સેવક બોલાવ્યા ઝટ,
જાઓ એના કાપો કર, દ્વિજઘાત કો કરે ? ૨૪૬
નૃપ મુખથકી વેણ, નીકળતાં સા'યા કર,
મિંદુ કંપતો અપાર, ઇંદુ અતિશે રડે;

---

૨૪૫ કેર ઈ૦—અરે કેર કરનારા ! તું બોલ—ખરેખરૂં કહી દે. ચોર ઢોર ઈ૦—અર્થાત્ તું મુદ્દા પત્તા સાથે પકડાયો છું. (પૂર્વે ઢોર વાળી જવાની રીતિ ઘણી હતી, તેથી) ઢોર (ચોરેલા માલ) સાથે ચોર મળી આવ્યો છે.

૨૪૬ અસૂયાએ—બીજાનો ઉત્કર્ષ સહન ન કરી શકાવાના દુર્ગુણને અસૂયા કહે છે. એ અસૂયા દુર્ગુણ મારામાં હતો તેણે એ કામ કરાવ્યું. અર્થાત ઇંદુની વિદ્વત્તા વગેરે મોટાઈ મારાથી ખમી શકાઈ નહિ, તેથી મેં એ કામ કર્યું. થાય ઈ૦—નૃપ (રાજા) જે ઉચ્ચરે તે થાય.

નૃપે ઈંદુને ત્યાં પૂછ્યું, મેં ઇનસાફ કેવો કર્યો ?
શાસ્ત્રસંમત છે વાત ? નરતું મુને નડે;
ઈંદુ કહે સત્ય ન્યાય, કર્યો છે નૃપાળ તમે,
મુને એક માગ્યું આપો, અમો છું તમોવડે;
નૃપાળ કે' બિંદુ વિના, માગો ગમે તે તમે તો,
આપવા હું ઊભો રહ્યો, નર્કે કહો કો પડે ? ૨૪૭
ઈંદુ કહે એજ મારે, માગવાનું મહીપાળ,
ઇનસાફ સાફ કર્યો, બિંદુને ઉગારિયે;
હવે કરે દુષ્ટ કર્મ, તો શિક્ષા દેજો નૃપાળ,
ગુરૂ કહ્યો તેને તમે, દુષ્ટથકી તારિયે !
એ વિના અપાર કહ્યું, શાસ્ત્રના સિદ્ધાંત દાખી,
દયાવાળું દિલ કર્યું, તાપ તો નિવારિયે;
આખે પુર વાત ચાલી, બિંદુને નૃપાળ મારે,
ઇંદુ ઉગારવા ઊભો, ધ્યાનમાં શું ધારિયે ? ૨૪૮
ઇંદુતણી વાહ વાહ, રાહ જતા કહે સર્વ,
નિંદા બિંદુતણી કરે, બે પગે જે ચાલતા;
બિંદુકેરાં માતતાત, પુત્રપ્રેમ તજી કરી,
મુખથકી કે'તાં આમ, મુઓ સુત બાળતા;
જીવીને જીવાડે શેનો, મિત્ર પેઠ મારે કોને,

---

૨૪૭ નડે—દિલગીર થાય. શાસ્ત્રસંમત ઇ૦—મેં જે ઇનસાફ કર્યો તે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે છે કે કેમ ? નર્કે ઇ૦—હું અપરાધી બિંદુને શિક્ષા કર્યા વિના છોડી દેઉં તો નરકમાં પડું, માટે એને છોડી દેવાનો નથી.

૨૪૮ ગુરૂ ઇ૦—તમે પણ તેને ગુરૂ ( યજ્ઞાચાર્ય ) કહ્યો છે. ધ્યાનમાં ઇ૦—હવે મનમાં શું સમજીએ ? અર્થાત્ ઈંદુને કેટલે દરજ્જે ભલો કહેવો ?

ભલે મરે ખોટો સુત, આશ ભુંડી ટાળતા;
જોવા મળ્યા જન ઘણા, ક્યારે કાઢે બા'ર એને,
પંચઇંટાળી કરૂં સૌ, મને ઘણું મા'લતા ! ! ૨૪૯
ઇંદુકેરૂં વેણ નૃપે, ઉથાપાયું નવ રજ,
તથાપિ દાંડી પીટાવી, સુણો લોક વારતા;
મેંતલ ખટ્માસકેરી, મૂર્ખ બિંદુને મેં આપી,
દુષ્ટતા તજે તો બચે, ભારે વધે ભારતા;
સદ્ગુણી નિરાશ થયા, નવ થયું સારૂં આ તો,
ગુન્હો કરનાર બચ્યો, દુશ્મનને ડારતા !
ઉપકાર પારવનો, માન્યો ઇંદુએ નૃપનો,
પછી સભાથકી ઊઠ્યો, દૃઢધ્યાન ધારતા. ૨૫૦
સહાધ્યાયી સાથ લીધા, ઘેર ગયો પછે વેગે,
પિતાએ માથું હલાવ્યું, ઠીક કર્યું નવ આ;
ઇંદુ વદી નમ્યો ત્યારે, નિમિત્ત લેવું શે મારે ?
એને પાપે મરે એહ, ખોટો કરચો રવ આ;
સાથે શિષ્ય હતા બન્ને, તેમણે ઇંદુ વખાણ્યો,
ભલું ભાઇ કર્યું તમે, તાર્યો ડૂબ્યો ભવ આ;
દુરાચાર મૂકે નહિ, મરે મેંતલ થયેથી,

---

૨૪૯ બાળતા—બાળનારો. જીવીને ૯૦—એ પુત્ર જીવીને બીજાને જીવાડે તો શાનો ? પણ જેમ એણે પોતાના મિત્રને માર્યો તેમ વળી એ બીજા કોઈને મારશે, માટે એવો નઠારો દીકરો ભલે મરતો. પંચઈંટાળી—પંચ ( સમસ્ત લોક ) તરફથી ઇંટચોનો માર. ( 'કરૂં' ક્રિયાપદનો કર્ત્તા— અમો સૌ ).

૨૫૦ મેંતલ—મુદત. ભારતા—ભારેપણું—વજનદારી. ધારતા—ધારનારો.

ઉગરે ન નક્કી એહ, ઉગારે જો ભવ આ. ૨૫૧

ઇંદુએ પિતાને કહ્યું, મારા ખરા સ્નેહી બન્ને,
વડા ભ્રાત મારા એ બે, શીખવ્યું મને ઘણું;
પિતા કહે ધન્ય ધન્ય, મળવા આવ્યા તને એ,
ઊઠો સ્નાનાદિક કરો, હેત વાધો બમણું;
ભોજનાદિ ભલી પેરે, કરી રહ્યા પૂઠે બેઠા,
એવે નૃપાળે બોલાવ્યા, કામ છે ત્રણેતણું;
ગયા હર્ષ આણી ઉર, માન નૃપે આપ્યું અતિ,
કહો કિયો તમારો છે, અરિ જોતામાં હણું ! ૨૫૨

રાજ્યગુરૂકેરૂં સ્થાન, આજથી ઇંદુને આપ્યું,
સાહ્યકારી નવા દ્વિજ, અમો બન્ને લેખશું;
પંડિતો મળ્યા ત્યાં જેહ, સર્વે વાહ વાહ વધ્યા,
ઘટિત કર્યું નૃપાળ, પેર પૂરી પેખશું;
હવે યજ્ઞઇચ્છા નૃપ, પાધરી પૂરશો સર્વ,
પંડિતના કૃત્યમાંહી, ભૂલ નવ દેખશું;
પુત્ર અમારા નૃપાળ, પંડિત થશે હવે તો,
મોટાં મોટાં રાજ્ય અમે, આથકી ઊવેખશું. ૨૫૩

---

૨૫૧ આ—મિંદુને મોતથી છોડાવ્યો તે. ખોટા ઇ૦—હે પિતા ! તમે આ રવ ( શબ્દ ) ખોટો કર્યો—ઠીક ન બોલ્યા. તાર્યો ઈ૦—આ ભવ ( સંસાર ) જે ડૂબ્યો હતો તેને તમે તાર્યો. અથવા આ ભવમાં મિંદુ ડૂબ્યો હતો તેને તમે તાર્યો. મેંતલ થયેથી—છ માસની મુદત પૂરી થયેથી. ભવ ઈ૦—જો આ ભવ ( સંસાર ) એને ઉગારવા આવે તોપણ એ ન ઉગરે અથવા ભવ ( શિવ ) આ ( આને ) ઉગારવા આવે તોપણ એ જરૂર ન ઉગરે.

૨૫૨ કહો ઇ૦—અર્થાત્ તમે નિર્ભય થઇને અહીં રહો. ૨૫૩ મોટાં મોટાં ઈ૦—પંડિતો કહેછે કે હવે અમે આ થકી ( આ ત્રણ વિદ્વાનોની

એમ નવરંગ અંગ, વ્યાપી ગયો પુર બધે,
સારૂં નૃપે કર્યું કાજ, લોક વખાણે અતિ;
દિન પૂઠે જાય દિન, કળા ઇંદુની કળે છે,
લોક રાજી થાય ઘણા, ગૂઢ જોઇને ગતિ;
પાંચ ગામ પૂરાં આપ્યાં, નૃપાળે સુખીને જાણ,
તોય તેહ જાય નહિ, તોડી ગુરૂની રતિ;
આખર તે વશ્યો ત્યાંય, ગુરૂ વાસ વશ્યા જયાંય,
સદ્‌ગુણ તને છે ધન્ય, પરીક્ષક ભૂપતિ ! ૨૫૪

કેંતલ વીત્યા પૂઠે ત્યાં, બિંદુને બોલાવ્યો નૃપે,
સદગુણી જેવો જોયો, મુકત કરિયો તદા;
ઇંદુએ ઘણુંક કર્યું, તેથી ઉગર્યો તે જાણ,
કાક હંસ થાયે નહિ, કૂટી મરિયે કદા;
શ્વાન પેટ ભરે જેમ, તેમ તેણે પેટ ભર્યું,
મોત આવ્યા વિણ મુઓ, સિદ્ધાંત એ સર્વદા;
કવિમણિ કરે કશું, દુર્ગુણી જીવાડે શેણે,
મરતાને મારે લાત, ધર્મ કરવો અદા ! ૨૫૫

---

સાહાયથી ) મોટાં મોટાં રાજ્યના પંડિતોનો પરાજય કરી શકીશું. અર્થાત્ આવા પંડિતો મોટાં મોટાં રાજ્યોમાં પણ નથી !

૨૫૪ કળા ઇ૦—જેમ દિન પૂઠે દિન જતાં લોકો ઇંદુની કળાને કળે છે ( વધતી જતી સમજેછે ), તેમ આ ઇંદુની કળા પણ પ્રતિદિન વધતી જતી લોકો જોવા લાગ્યા. અથવા દિનપ્રતિદિન ઇંદુ સાથે વધારે પરિચય થવાથી એનામાં જે ખરી વિદ્વત્તા હતી તે લોકોને માલમ પડવા લાગી. રતિ—પ્રીતિ. સદ્‌ગુણ ઇ૦—કવિ કહેછે કે હે સદ્‌ગુણ તને ધન્ય છે; અને તેની પરીક્ષા કરનાર ભૂપતિને પણ ધન્ય છે !

૨૫૫ ઘણુંક કર્યું—ઘણો પ્રયત્ન કર્યો. મોત આવ્યા વિણ ઇ૦—

મિત્રધર્મનું આખ્યાન, વ્યાખ્યાન ચારૂ કરીને,
લખવાની ઇચ્છા હતી, આધિવ્યાધિ નડ્યા છે;
સ્નેહી સગા કોઇ નવ, આધિવ્યાધિ લેઇ શક્યા,
પોબાર તોયે તો પડ્યા, દિન હવે ચડ્યા છે;
સત્તરસેં સાડત્ર મધ્ય, અવધ્ય આ ગ્રંથ બાંધ્યો.
કવીશ્વરકેરા કોડ, કાંઇ પૂરા પડ્યા છે;
હવે આ કલમ મારી, દુસ્મિનનાં હૃદે મોડે,
પ્રેમ નામવાળા પિતા, પુત્ર સાથ લડ્યા છે! ૨૫૬






---

અર્થાત્ કમોતે મરી ગયો. ગ્રંથમાં વર્ણેલા મિંદુને મારવો જીવાડવો એ કવિને હાથ છે, એમ છતાં વલ્લભે તેને માર્યો શામાટે? તેનું સમાધાનઃ દુર્ગુણી ઇ૦—દુર્ગુણીને શું કરવા જીવાડે? ત્યારે શું કરે? મરતાને ઇ૦. એમ શામાટે કરવું? ધર્મ ઇ૦—કવિનો ધર્મ છે કે સદ્ગુણનો ઉત્કર્ષ અને દુર્ગુણનો અપકર્ષ વર્ણવવો જોઇએ. એ ધર્મ મારે અદા કરવો છે માટે મિંદુનું મરણ વર્ણવ્યું છે.

૨૫૬ વ્યાખ્યાન ઇ૦—કવિ કહેછે કે આ આખ્યાનનો અતિ સુંદર વિસ્તાર કરીને લખવાની મારી ઇચ્છા હતી, પણ મને વચમાં આધિવ્યાધિ નડ્યા, તેથી મનભાવતો વિસ્તાર થઈ શક્યો નથી. પોબાર પડ્યા—ગ્રંથ પૂરો થયો. દિન ચડ્યા—મંદવાડ મટ્યો. અવધ્ય—નાશ ન પામે એવો. કાંઇ ઇ૦—આ ગ્રંથ લખવાથી સર્વાંશે તો મને સંતોષ નથી થયો, તથાપિ કંઈક અંશે ઠીક છે. દુસ્મિનનાં—મારી નિંદા કરનારનાં. અર્થાત્ હવે પછી હું આના કરતાં પણ ઉત્તમ ગ્રંથો લખીશ. પ્રેમ નામના ઇ૦—કેમકે પ્રેમાનંદ પિતા આવો ગ્રંથ જોઇને પુત્રની સાથે લડ્યા છે—સંતોષ પામ્યા નથી.

